નવા ધોરણ પ્રમાણે.

# હિંદુસ્તાનની ભૂગોળ.

લખનાર

**એક અનુભવી શિક્ષક.**

પ્રસિદ્ધ કરનાર

**માણેકલાલ કેશવલાલ.**





અમદાવાદ.

રીચીરોડની સડક ઉપર જૈન વિદ્યાવિજય
પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

કીંમત રૂ ૦-૧-૬.

# હિંદુસ્તાનની ભૂગોળ.

## ભાગ ૧ લો.

### ભૂતળ જ્ઞાન.

( પૃથ્વીનો આકાર, કદ, અક્ષાંશ, રેખાંશ, જમીન તથા પાણીના મુખ્ય ભાગો. )

**પૃથ્વીનો આકાર** નારંગીના જેવો ગોળ છે એટલે ઉત્તર દક્ષિણ ભાગ થોડો ચપટો છે. પૃથ્વીનો ઘણોજ થોડો ભાગ આપણી નજરે પડે છે તેથી તે ચપટી હોય એમ દેખાય છે, પણ ખરૂં જોતાં તે ગોળ છે ,નાં કારણ.

૧. જે વહાણો પૂર્વ કે પશ્ચિમમાં સીધાં ને સીધાં જાય છે તે પાછાં ફર્યા વગર પૃથ્વી પ્રદક્ષિણા કરી પાછાં તેજ દેશમાં આવે છે. જેમ લાડવાની આસપાસ કીડી ફરેછે. અને તેને તે ઠેકાણે આવે છે.

૨. પૂર્વ તરફના દેશો કરતાં પશ્ચિમ તરફના દેશોમાં સૂર્ય મોડો ઊગેછે. પૃથ્વી ચપટી હોત તો એમ ન થાત અને બધે એકી વખતે સૂર્ય ઊગતો દેખાત.

૩. આપણે જેમ જેમ ઉત્તરમાં જઇએ તેમ તેમ ઉત્તર ધ્રુવ અને તે તરફના બીજા તારા ઊંચા આવતા જાય છે. અને દક્ષિણ ધ્રુવ તરફના તારા દેખાતા બંધ થાય છે. દક્ષિણમાં જવાથી ઉલટું થાય છે.

૪. ઝાડ, વહાણુ ને પર્વત વગેરે ઊંચા પદાર્થનાં શીખર દૂરથી પહેલાં દેખાય છે, અને જેમ જેમ પાસે જતા જઈએછીએ તેમ તેમ તેમનો નીચલો ભાગ દેખાય છે. પણ જો પૃથ્વી ચપટી હોત તો તેઓનો નીચલો ભાગ પહેલો દેખાત. કારણુ કે તે ભાગ મોટો હોય છે.

૫. ચંદ્ર ગ્રહણ વખતે ચંદ્ર ઉપર પૃથ્વીની છાયા પડે છે તે હમેશાં ગોળ હોય છે.

**પૃથ્વીનું કદ**–પૃથ્વીનો પરીઘ એટલે ઘેરાવો ૨૪૮૫૬ મૈલ છે અને તેનો વ્યાસ ૭૯૨૫ મૈલ છે. પૃથ્વી ઉત્તર દક્ષિણ ચપટી છે તેથી તે તરફનો વ્યાસ ૨૬ મૈલ ઓછો છે.

**અક્ષાંશ ને રેખાંશની સમજ**–પૃથ્વીના મધ્ય ભાગમાં થઈને ઉત્તર દક્ષિણ એક કલ્પિત રેખા જાય છે, તેની આસપાસ પૃથ્વી દરરોજ ફરે છે; તે રેખાને પૃથ્વીનો આંસ અથવા ધરી કહે છે. તે આંસના ઉત્તર તરફના છેડાને ઉત્તર ધ્રુવ અને દક્ષિણ તરફના છેડાને દક્ષિણ ધ્રુવ કહે છે. **વિષુવવૃત્ત**–બન્ને ધ્રુવથી સરખે અંતરે પૃથ્વીના મધ્ય ભાગમાં જે કલ્પિત રેખાથી વર્તુળ બને છે તેને વિષુવવૃત્ત અથવા ભૂમધ્યવૃત્ત કહે છે. આથી પૃથ્વીના ગોળાના બે સરખા ભાગ થાય છે. ઉત્તર તરફના ભાગને ઉત્તર ગોળાર્ધ ને દક્ષિણ તરફનાને દક્ષિણ ગોળાર્ધ કહે છે. **અંશ**—દરેક વર્તુળના પરીઘના ૩૬૦ સરખા ભાગ કરેલા હોય તેને અંશ કહે છે. **અક્ષાંશ**—વિષુવવૃત્તથી સમાંતર ( બધે સરખે અંતરે ) ઉત્તર દક્ષિણમાં જે લઘુ ગોળ દોરીએ તેને અક્ષાંશ વૃત્ત કહે છે. વિષુવવૃત્તથી ઉત્તર કે દક્ષિણમાં કોઈ જગાનું અંતર તે તે જગાના અક્ષાંશ કહેવાય. વિષુવવૃત્તથી ધ્રુવ સુ-

ધી ગોળનો ૪ થો ભાગ માટે ૯૦ અંશ થાય. જો તે જગા વિષુવવૃત્તથી ઉત્તરે હોય તો ઉત્તર અક્ષાંશ ને દક્ષિણે હોય તો દક્ષિણ અક્ષાંશ થાય. **રેખાંશ** વિષુવવૃત્તને કાટખુણે છેદે અને બંને ધ્રુવમાં થઇને જાય એવાં મહદ્વર્તુળને રેખાંશવૃત્ત કહે છે. અક્ષાંશ જેમ વિષુવવૃત્તથી મપાય છે. તેમ રેખાંશ કોઈ રેખાંશવૃત્ત મુકરર કરેલું હોય તેની સાથે મપાય છે. મુકરર કરેલા રેખાંશવૃત્તને પહેલું રેખાંશવૃત્ત કહે છે. જુદી જુદી પ્રજાઓએ જુદી જુદી જગોમાં થઇને જનારૂં પહેલું રેખાંશવૃત્ત લીધું છે. અંગ્રેજોએ લંડનની પાસે ગ્રિનીચ નામના ગામડામાં થઇને જનારૂં, ફ્રેન્ચોએ ફ્રાન્સ પાસે થઇ જનારૂ પહેલું રેખાંશવૃત્ત માનેલું છે. પહેલા રેખાંશવૃત્તથી પૂર્વ કે પશ્ચિમમાં કોઈ જગાનું અંતર તે તે જગાના પૂર્વ કે પશ્ચિમ રેખાંશ કહેવા. પહેલા રેખાંશવૃત્તથી પૃથ્વીના સરખા બે ભાગ થાય છે. માટે રેખાંશનું માપ વધારેમાં વધારે ૧૮૦ સુધી થાય.

## જમીન ને પાણીના મુખ્ય ભાગો.

પૃથ્વીના ગોળાની સપાટીના બે મોટા ભાગ છે તેનાં નામ. પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ. પૃથ્વીના ગોળાનો ફક્ત અર્ધો ભાગ આપણે એકી વખતે જોઈ શકીએ છીએ. માટે પૃથ્વીનો નકશો ગોળાર્ધ કહેવાતાં બે વર્તુલના રૂપમાં દોરેલો છે. તે દરેક વર્તુલ પૃથ્વીનો અર્ધો ભાગ બતાવે છે. પૃથ્વીની સપાટી જમીન અને પાણીની થયેલી છે. પાણીથી ઢંકાએલા ભાગ કરતાં કોરી જમીનવાળો ભાગ ઉંચો છે. પૃથ્વીના ગોળાના લગભગ ત્રણ ભાગમાં પાણી ને એક ભાગમાં જમીન છે.

## જમીનના મુખ્ય ભાગ.

| | | | |
|---|---|---|---|
| ૧ | એશીઆ. | ૪ | ઉત્તર અમેરીકા. |
| ૨ | યુરોપ. | ૫ | દક્ષિણ અમેરીકા. |
| ૩ | આફ્રીકા. | ૬ | ઓશીઆનીઆ. |

૧. ઓશીઆનીઆમાં આસ્ટ્રેલીઆનો મોટો દ્વીપ અને પાસિફીક મહાસાગરમાંના ઘણા બેટ આવેલા છે.

૨. એશીઆ, યુરોપ અને આફ્રીકા એક બીજા સાથે જોડાએલા છે ને તેને જુની દુનીઆં કહે છે. તે પૂર્વ ગોળાર્ધમાં આવેલા છે. પશ્ચિમ ગોળાર્ધમાં આવેલા મોટા ખંડમાંના ઉત્તર અને દક્ષિણ અમેરીકા એવા બે ભાગ થાય છે. એને નવી દુનીઆં કહે છે, કારણ કે અમેરીકાખંડ ઇ. સ. ૧૪૯૨ માં જુની દુનીઆંના જાણવામાં આવેલો છે.

૩. પૃથ્વીના ગોળામાં કોરી જમીન ૫૨૦ લાખ ચોરસ મૈલ છે તેમાંની ૧૬૦ લાખ એશીઆમાં, ૪૦ લાખ યુરોપમાં, ૧૨૦ લાખ આફ્રીકામાં, ૯૦ લાખ ઉત્તર અમેરીકામાં અને ૭૦ લાખ દક્ષિણ અમેરીકામાં તથા ૪૦ લાખ ઓશિઆનીઆમાં છે.

૪. જમીનના મોટા ભાગ ઉત્તર તરફ પહોળા થતા જાય છે અને દક્ષિણ તરફ સાંકડા થતા થતા બીંદુ બને છે.

૫. ઉત્તર દીશાનો કિનારો ખંડીતં હોય છે અને દક્ષિણ તરફ ખંડીત નથી.

૬. પૂર્વ ગોળાર્ધમાં મોટા પર્વતોની હારો પશ્ચિમમાંથી પૂર્વમાં જાય છે અને પશ્ચિમ ગોળાર્ધમાં ઉત્તરમાંથી દક્ષિણમાં જાય છે.

## જમીનના ભાગની વ્યાખ્યાઓ.

**મહાદ્વીપ**—જમીનના જે મોટા ભાગની ચારે તરફ મહાસાગર વિંટાએલો હોય તેને મહાદ્વીપ કહે છે.

**દ્વીપ [બેટ]**—જમીનના જે ભાગની ચારે તરફ પાણી વિંટાએલું હોય તેને બેટ કહે છે.

**દ્વીપકલ્પ**—જમીનનો જે ભાગ લગભગ ત્રણ બાજુએ પાણીથી વિંટાએલો હોય તેને દ્વીપકલ્પ કહે છે.

**સંયોગી ભૂમિ**—જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો જે સાંકડો ભાગ તેને સંયોગીભૂમિ કહેછે.

**કિનારો**—જમીનનો જે ભાગ પાણીને અડકેલો હોય તેને કિનારો કે કાંઠો કહે છે.

**ભૂશિર**—જમીનનો જેભાગ સાંકડો થતાં થતાં આગળ જતાં અણી થઈ સમુદ્રમાં ગએલો હોયતેને ભૂશિર કહે છે.

**રણ**—જે મેદાનમાં કોઇ પણ જાતની વનસ્પતિ થતી નથી તથા માણસની વસ્તી હોતી નથી તેને રણ કહે છે.

**પર્વત [ડુંગર]**—જમીન ઉપર જે મોટા ટેકરા હારબંધ આવેલા હોય તેને ડુંગર કહે છે, એવા ડુંગરો હારબંધ ને ઘણાજ ઉંચા હોય તેને પર્વત કહે છે.

**ઊંચ પ્રદેશ**—પહાડ ઉપર આવેલી જે સપાટ જમીન તેને ઊંચ પ્રદેશ કહે છે.

**મેદાન**—જે જમીન સમુદ્રની સપાટી કરતાં ઘણી ઊંચી નથી, તથા જેમાં ડુંગરો નથી તેને મેદાન કહે છે.

**ખીણ**—પહાડો કે ડુંગરોની વચ્ચે આવેલી જે નિચાણવાળી સપાટ જમીન તેને ખીણ કહેછે.

## *પાણીના મુખ્ય ભાગ.

૧ પાસિફીક મહાસાગર. ૪ ઉત્તર મહાસાગર.
૨ આટલાંટીક મહાસાગર. ૫ દક્ષિણ મહાસાગર.
૩ હિંદી મહાસાગર.

૧. પૃથ્વીના ગોળામાં પાણી ૧૪૫૦ લાખ ચોરસ મૈલ છે. તેમાંથી ૭૨૦ લાખ પાસિફીકમાં, ૩૫૦ લાખ આટલાંટીકમાં, ૨૫૦ લાખ હિંદી મહાસાગરમાં, ૫૦ લાખ ઉત્તર મહાસાગરમાં અને ૮૦ લાખ દક્ષિણ મહાસાગરમાં છે.

૨. મહાસાગરની વધારેમાં વધારે ઉંડાઇ પા મૈલની છે પણ સરાસરી ઉંડાઈ ૨¾ મૈલની ગણાય છે.

૩. બીજા બધા મહાસાગર કરતાં આટલાંટીક મહાસાગરમાં વહાણોની આવ જા વધારે થાય છે.

૪. દક્ષિણ મહાસાગર–અજાણ્યો છે એટલો તેનો બધો ભાગ હજુ સુધી કોઇએ જોયો નથી.

## પાણીના ભાગની વ્યાખ્યાઓ.

**મહાસાગર**—પૃથ્વી ઉપરના પાણીના મોટા ભાગને મહાસાગર કહે છે.

**સાગર [ દરીઓ ]**—મહાસાગરનો ફાંટો જમીનને લગતો હોય તેને સમુદ્ર–સાગર કે દરીઓ કહે છે.

**ઉપસાગર**—સમુદ્રના પહોળા મોંના ફાંટાને ઉપસાગર કહે છે.

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઈ જમીનમાં ગએલો હોય તેનેં અખાત કહે છે.

**સરોવર**—પાણીના જે ભાગને ચારે તરફ જમીન વિંટાએલી હોય તેને સરોવર કહે છે.

**સામુદ્રધુની**—પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ તેને સામુદ્રધુની કહે છે.

**જળાશય**—ઊંચી ભૂમિના જે ભાગમાંથી પાણી ચોતરફ [ જુદી જુદી દિશામાં] વહેછે તેને જળાશય કહે છે.

**મૂળ**—જે જગામાંથી નદી નીકળે છે તે જગોને મૂળ કહે છે.

**મુખ**--નદી જે જગોએ સમુદ્રને મળે છે તેને નદીનું મુખ કહે છે.

**નદી**--મીઠા પાણીનો પ્રવાહ પર્વત અગર સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈ બીજી નદી કે સમુદ્રને મળે કે રણમાં ફેલાઈ જાય છે તેને નદી કહે છે.

**ખાડી**--સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી માંહે આવે તેવા મોટા વહેળાને ખાડી કહે છે.

**વ્યાખ્યાઓનું ઉલટાપણું.**

| | |
|---|---|
| મહાદ્વીપ | મહાસાગર. |
| બેટ. | સરોવર. |
| દ્વીપકલ્પ. | ઉપસાગર. |
| સંયોગીભૂમિ. | સામુદ્રધુની. |
| ભૂશિર. | અખાત. |

આપણે એશીઆખંડમાં રહીએ છીએ, તેમાં (૧) હિંદુસ્તાન. (૨) સિંહલદ્વીપ. (૩) બલુચિસ્તાન. (૪) અફગાનિસ્તાન. (૫) ઇરાન. (૬) અરબસ્તાન. (૭) તુર્કસ્તાન. (૮) તાર્તરી. (૯) એશીઆઈ રૂશીઆ. (૧૦) જાપાન. (૧૧) ચિનાઈ રાજ્ય. (૧૨) હિંદીચીન દેશ છે. આપણે હિંદુસ્તાનમાં રહીએ છીએ.

---

# ભાગ ૨ જો.

## ( હિંદુસ્તાનનું સામાન્ય વર્ણન. )

### સ્વરૂપ.

એશીઆખંડની દક્ષિણમાં ત્રણ મોટા દ્વીપકલ્પ છે. તેમાં મોટો ને વચલો દ્વીપકલ્પ ભરતખંડ છે. **સીમા**-ઉત્તરે-હિમાલય પર્વત ને તેની પેલીમેર ટિબેટ, અને કારાકોરમ

ને હિંદુકુશ પર્વતની પેલીમેર તાતાર. પશ્ચિમે—સુલેમાન પર્વતની પેલીમેર અફગાનિસ્તાન, અને હાલા પર્વતની પેલીમેર બલુચિસ્તાન. નૈરૂત્યમાં અરબી સમુદ્ર. દક્ષિણે—હિંદીમહાસાગર. અગ્નિકોણમાં—હિંદીમહાસાગર ને બંગાળી સમુદ્ર. પૂર્વે—બંગાળી ઉપસાગર તથા આરાકાનના ડુંગર ને *બ્રહ્મદેશ છે. હિંદુસ્તાન ત્રિકોણાકારે છે, એ ત્રિકોણનો પાયો હિમાલય છે તેના મધ્યભાગમાં વિંધ્યાચલ પર્વત આવેલો છે તેથી તેના બે ભાગ થાય છે. ઉત્તરના ભાગને હિંદુસ્તાન અને દક્ષિણના ભાગને દક્ષિણ કહે છે. **કદ**—કાશ્મીરથી કન્યાકુમારી સુધી લંબાઈ ૧૯૦૦ મૈલની ને સિંધથી આશામ સુધી પહોળાઈ ૧૮૦૦ મૈલની અને ક્ષેત્રફળ લગભગ ૧૫ લાખ ચોરસ મૈલ છે; **દરીઆ કિનારો**—લગભગ ૪૦૦૦ મૈલ લાંબો છે તેમાં અખાત બહુ થોડા છે. પૂર્વ કિનારા પર એકે સારૂં બંદર નથી ને તેના દક્ષિણ ભાગને કોરો મંડલ કહે છે. પશ્ચિમ કિનારે સૌથી મોટા અખાત કચ્છનો ને ખંભાતનો છે, ને તેના દક્ષિણ ભાગને મલબાર કિનારો કહે છે. **ઊંચાણવાળા ભાગ.** ૧. હિમાલયની તલેટીનો ઢળતો પ્રદેશ સૌથી વધારે ઊંચો છે તેનો ઢાળ દક્ષિણનો છે ને તેમાં કાશ્મીર, નેપાળ, ભુતાન વગેરે આવેલાં છે. ૨. મધ્ય હિંદુસ્તાનનો ઊંચો પ્રદેશ એની દક્ષિણે વિંધ્યાચળ છે તેનો ઢાળ ઉત્તરનો છે. ૩. દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ વધારે મોટો છે અને તેની હદ પર્વતોથી થયેલી છે ને તેનો ઢાળ પૂર્વ તરફ છે.

---

*પણ હાલ બ્રહ્મદેશ હિંદુસ્તાનનો એક ભાગ ગણાય છે.

**નિચાણના ભાગ**—૧ ગંગાનું મેદાન એ વધારે ફળદ્રુપ છે અને તેનો ઢાળ અગ્નિકોણનો છે. ૨ રેતીનું રણુ એ અરવલ્લીની પશ્ચિમે સિંધુના મેદાનનો ભાગ છે. ૩ સિંધુનું રેતાળ મેદાન છે અને તેનો ઢાળ દક્ષિણનો છે. ૪ બ્રહ્મપુત્રાની ખીણ પર્વતોમાં આવેલી છે તેનો ઢાળ નૈઋત્ય કોણનો છે ને તે બંગાળામાં ગંગાના મેદાનને મળી જાય છે. ૫ નર્મદા નદીની ખીણ એ વિંધ્યાચળ ને સાતપુડાની વચ્ચે આવેલી છે અને તેનો ઢાળ પશ્ચિમનો છે. ૬ પૂર્વ કિનારાનું મેદાન એ લાંબો પટો છે. ૭ પશ્ચિમ કિનારાનું મેદાન એ સાંકડી પટી છે.

**પર્વતો.** ઉત્તર હદપર આવેલા-**હિમાલય**,**શિવાલીક**, **કારાકોરમ** ને **હિંદુકુશ**; એમાં હિમાલય ૧૫૦૦ મૈલ લાંબો ૨૦૦ મૈલ પહોળો છે ને આખી દુનીઆમાં સૌથી વધારે ઉંચો છે. એટલે એની ઉંચાઈ ૨૯ હજાર ફુટ છે. **એવરસ્ટ** [ગવરીશંકર], **ધવલગિરિ**, **કાંચીનગંગા**, **જમનોત્રી** ને **ગંગોત્રી** વગેરે એનાં શીખરો છે. આ પર્વતની દક્ષિણે તહેરી નામે ભેજવાળું જંગલ છે, તેની હવા ખરાબ છે. ૧૬૦૦૦ ફુટની ઉંચાઇએ બરફ રહેછે અને રસ્તા ૧૭૦૦૦ ફુટની ઉંચાઇએ છે. શિવાલીકમાં ઘણાં મોટાં જંગલી પ્રાણીઓ રહે છે. પશ્ચિમ હદપર આવેલા પર્વતો **હાલા** ને **સુલેમાન**. તેમાં સુલેમાનની ઉંચાઇ ૧૧૦૦૦ ફુટ છે. પૂર્વહદપર આવેલા પર્વતો—**આસામ ને આરાકાનના ડુંગરો**. મધ્ય ભાગમાં આવેલા પર્વતો, **અરવલ્લી**, **આબુ**, **વિંધ્યાચળ**, **કૈમુરના ડુંગરા**, **સાતપુડા**, **સંહ્યાદ્રિ નીલગિરિ**, **પૂર્વઘાટ** ને **પાલની**; તેમાં સંહ્યાદ્રિ પશ્ચિમના કિનારાથી ૩૦ થી ૪૦ મૈલને છેટે છે. ને તેની ઉંચાઈ ત્રણ હજાર ફૂટની છે. પૂર્વઘાટ સંહ્યાદ્રિ જેટલો દરીઆની પાસે નથી, એની ઉંચાઇ સંહ્યાદ્રિથી લગભગ અડધી છે. તેથી

સહ્યાદ્રિ પર્વતમાંથી આવતી નદીઓને લીધે ઠેકાણે ઠેકાણેથી તટી ગએલો છે.

### નદીઓ.

હિમાલયમાંથી નીકળનારી—સાંપુ (બ્રહ્મપુત્રા), સિંધુ, જેમલ, ચિનાબ, રાવી, બિઆસ, સતલજ, ગંગા, જમના, ગોગરા, રાપતી, ગંડકી, કુશી, વગેરે.

મધ્ય પ્રાંતના ડુંગરામાંથી નીકળનારી--મહા, શોણ, નર્મદા, તાપી, વેનગંગા, વર્ધા, પેનગંગા, ચંબલ, વગેરે.

સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળનારી-ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા ને કાવેરી વગેરે.

અરબી સમુદ્રને મળનારી—સિંધુ ને ભાદર.

કચ્છના રણને મળનારી—લુણી.

ખંભાતના અખાતને મળનારી-સાબરમતી, મહી, નર્મદા ને તાપી.

બંગાળી સમુદ્રને મળનારી-કાવેરી, કૃષ્ણા, ગોદાવરી, મહાનદી, ગંગા, ને બ્રહ્મપુત્રા.

સિંધુ નદીને મળનારી-કાબુલ, જેમલ, ચિનાબ, રાવી, બિઆસ, ને સતલજ.

ગંગાને મળનારી-જમના, રામગંગા, ગોમતી, ગોધરા, શોણ, ગંડકી ને કુશી.

ગોદાવરીને મળનારી-પેનગંગા, વર્ધા, વેનગંગા, ને મંજીરા.

કૃષ્ણાને મળનારી-ભીમા, તુંગભદ્રા, ને મુશી.

જમનાને મળનારી-ચંબલ, સિંધ, ને બતવા.

**સિંધુનદી**-એ ૧૮૦૦ મૈલ લાંબી છે પણ ઉંડી નથી ને તે હિમાલયમાં આવેલા કૈલાસ પર્વતની પાસેથી નીકળી કાશ્મીર, પંજાબ ને સિંધમાં વહી અરબીસમુદ્રને મળે

છે. એને કાંઠે લાડક, અટક, કલાબાગ, દેરાઇસ્માઇલખાન, દેરાગાજીખાન, મીથનકોટ, સક્કર, હૈદ્રાબાદ, ઠટ્ટા, કરાંચી વગેરે શહેરો છે.

**ગંગાનદી**—એ ૧૫૬૦ મૈલ લાંબી છે ને તે હિમાલયના ગંગોત્રી (ગૌમુખ) શીખરમાંથી નીકળી વાયવ્ય પ્રાંત, બહાર ને બંગાળામાં વહી, બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે બદ્રીનાથ, હરદ્વાર, ફતેહગઢ, કનોજ કાનપુર, અલ્હાબાદ, મીરજાપુર, કાશી, ગાજીપુર, બકસર, પટણા, મોંગીર, ભાગલપુર, ને રાજમહાલ વગેરે શહેરો આવેલાં છે.

**બ્રહ્મપુત્રા નદી**—એ ૧૮૦૦ મૈલ લાંબી છે ને તે હિમાલયમાં આવેલા કૈલાસ પર્વતની પાસેથી નીકળી, ટિબેટ, આસામ ને બંગાળામાં વહી, બંગાળી ઉપસાગરને મળે છે, એને કાંઠે તેજપુર, ગૌહત્તી ને ઢાકા છે. આ નદીનો પ્રવાહ બહુ વેગવાળો છે ને તેમાં નાશકારક પૂર આવે છે.

**જમના નદી**—એ હિમાલયના જન્મોત્રી શીખરમાંથી નીકળી વાયવ્ય પ્રાંતમાં વહી, ગંગાને મળે છે. એને કાંઠે થાનેશ્વર, દિલ્લી, મથુરાં, આગ્રા, ઇટાવા, કાલ્પી ને અલ્હાબાદ શહેરો આવેલાં છે.

**ગોદાવરી નદી**—૯૦૦ મૈલ લાંબી છે ને તે નાશીક પાસે સંહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી, મહારાષ્ટ્ર, નિજામ, ને ઉત્તર સરકારના પ્રાંતોમાં વહી; બંગાળી સમુદ્રને મળે છે, એને કાંઠે નાશીક, રાજમહેંદ્રી, ને યાનાન છે.

**કૃષ્ણા નદી**--૮૦૦ મૈલ લાંબી છે ને તે મહાબળેશ્વર આગળ સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી, મહારાષ્ટ્ર, નિજામ ને ઉત્તર સરકારના પ્રાંતમાં વહી બંગાળી સમુદ્રને મળે છે; એને કાંઠે સાંગલી, મીરજ, કુરૂંદવાડ, ને મચ્છલીપટ્ટણ શહેરો છે.

**સતલજ નદી**—હિમાલયમાં આવેલા કૈલાસ પર્વત-માંથી નીકળી, પંજાબમાં વહી સિંધુને મળે છે. એને કાંઠે લુધિઆના, ફિરોજપુર ને ભાવલપુર શહેર છે.

**મહા નદી**—૫૨૦ મૈલ લાંબી છે ને તે અકસરના ડુંગરમાંથી નીકળી, મધ્યપ્રાંત અને ઓઢીઆમાં વહી, બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે સંબલપુર, કટક ને જગન્નાથપુરી છે.

**ગોગરા નદી**—એ હિમાલયમાંથી નીકળી, નેપાળ, અયોધ્યા, વાયવ્યપ્રાંત ને બંગાળામાં વહી, ગંગાને મળે છે. એને કાંઠે અયોધ્યા શહેર છે.

**નર્મદા નદી**—એ અમરકંટકના ડુંગરમાંથી નીકળી મધ્યપ્રાંત, ભોપાળ ને હોલ્કરના રાજ્યમાં તથા ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે જબલપુર, નરસિંગપુર, હુશંગાબાદ, ચાણોદ ને ભરૂચ છે.

**તાપી નદી**—એ સાતપુડા પર્વતમાંથી નીકળી, મધ્ય પ્રાંત, ખાનદેશ અને ગુજરાતમાં વહી, ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે બુરાનપુર, ભુશાવળ, ને સુરત છે.

**કાવેરી નદી**—૪૭૦ મૈલ લાંબી છે ને તે કૂર્ગ પ્રાંતમાં સંહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી, મ્હૈસુર ને કર્ણાટક પ્રાંતમાં વહી બંગાળી સમુદ્રને મળે છે. એને કાંઠે મ્હૈસુર, શ્રીરંગપટ્ટણ, ત્રીચિનાપલ્લી, ને તંજાવર છે.

**મહી નદી**--માળવાના પહાડમાંથી નીકળી, ગુજરાતમાં વહી, ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે લુણાવાડા ને ખંભાત છે.

**સાબરમતી**--મેવાડના ડુંગરમાંથી નીકળી, ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે અમદાવાદ ને સાદરા છે.

**લૂણી**—અરવલ્લીના પશ્ચિમ ઢાળને રસાળ કરે છે ને કચ્છના રણમાં થઈ અરબી સમુદ્રને મળે છે,

**નહેરો**—આખા હિંદમાં ૧૩૫૦૦ મૈલ છે અને કાંસ ૩૦ હજાર મૈલ છે. તેમાં જમના નદીની નહેર મોટી છે.

**સરોવર**—ચીલકા, પુલિકાટ, લુનાર, સાંભરનું પાણી ખારૂં છે અને કોલર ને વુલરનું પાણી મીઠું છે.

**ભૂશિરો**--રાસમોરારી, જગતપોઇન્ટ, દીવ, કન્યાકુમારી ને પાલમૈરા.

**દ્વીપ**--લક્ષદ્વીપ એ મલબાર કિનારાની પશ્ચિમે ૧૫૦ મૈલપર પરવાળાના બેટ છે, માલદ્વીપ, નિકોબાર ને આન્દામન. હિંદુસ્તાનમાં જેને કાળાપાણીની શિક્ષા કરે છે તેને આન્દામન બેટમાં પોર્ટબ્લેરે મોકલે છે. સિંહલદ્વીપ હિંદુસ્તાનના તાબામાં નથી.

## હવા પાણી.

આશરે હિંદનો અડધો ભાગ ઉષ્ણ કટિબંધમાં આવેલો છે, તેથી ઊંચ પ્રદેશો સિવાયના ભાગોનાં હવા પાણી ગરમ છે. શિઆળો, ઉનાળો ને ચોમાસું એવી ત્રણ મુખ્ય ઋતુઓ છે. શિઆળો ઘણું કરીને નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી હોય છે. તેમાં ટાઢ પડે છે. હિમાલયના ઢાળપર ને કાશ્મીરમાં ઘણી ટાઢ પડે છે, ઉત્તર હિંદુસ્તાનમાં ને મધ્યપ્રાંતોમાં તેના કરતાં ટાઢ ઓછી તોપણ દક્ષિણ હિંદુસ્તાન કરતાં વધારે પડે છે. સમુદ્ર કિનારાપર ટાઢ થોડી હોય છે. ઉનાળો–ઘણું કરીને માર્ચથી જૂન સુધી હોય છે. તેમાં તાપ પડે છે, વધારેમા વધારે તાપ કોરોમાંડલ કાંઠે ને અરવલ્લીની પશ્ચિમના મેદાનમાં પડે છે. દક્ષિણ હિંદુસ્તાનના ઉંચ પ્રદેશમા, મધ્યપ્રાંતોમાં, ગંગા નદીના પ્રદેશમાં ને પંજાબના મેદાનોમાં તાપ ઘણો હોય છે પણ ઉપરના જેટલો નહિ. યુરોપીયન લોક ઉંચ પ્રદેશોમાં ને દરીઆ

કિનારે હવા ખાવા જાય છે. **હવા ખાવાની જગાઓ**–શીમલા ને મરી પંજાબમાં, દાર્જીલીંગ સિક્કીમની દક્ષિણે, માથેરાન મુંબાઈની પાસે, મહાબળેશ્વર સતારા પાસે, ઉતાકમંડ ને ડીંડીગલ મદ્રાસ ઇલાકામાંછે. ચોમાસું–વર્ષાઋતુનો પવન, નૈઋત્ય ને ઇશાનનો હોય છે. તે હિંદુસ્તાનનાં હવા પાણીપર ઘણી અસર કરે છે. સૌથી વધારે વરસાદ ચેરાપુંજીના ડુંગરમાં પડે છે. અને તેથી ઓછો કોરોમંડળ કાંઠે પડે છે. ત્યાંથી ઘટતો ઘટતો મુંબાઈ પાસે આવતાં ૧૦૦ ઇંચ થાય છે. ૭૫ થી ૧૦૦ ઇંચ સહ્યાદ્રિના પૂર્વ ઢાળ ઉપર ને બંગાળામાં પડે છે. તેનાથી ઓછો એટલે ૫૦ થી ૭૫ ઇંચ જેટલો કર્ણાટકમાં, દક્ષિણના ઉચ્ચ પ્રદેશના મધ્ય ભાગમાં તથા બહાર અને અયોધ્યા પ્રાંતમાં આવે છે. બાકીના ભાગોમાં ૧૦ થી ૫૦ ઇંચ જેટલો પડે છે. પણ ઉપલા સિંધમાં બહુજ ઓછો એટલે ફક્ત બે ઇંચ પડે છે.

## લોક અને ધર્મ.

વસ્તી ૨૯ કરોડ ને ૪૦ લાખ માણસની છે. દર ચોરસ મૈલે ૧૮૮ માણસ વસે છે પણ કોઈ કોઈ ભાગમાં ૬૦૦ કરતાં વધારે છે. પહેલાં આ દેશમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ને શુદ્ર એવી ચાર જાતો હતી. હાલમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી ને યાહુદી એવી જાતો છે. હિંદુઓ પુરાણોક્ત ધર્મ પાળે છે. મુસલમાનો મુસલમાની અને પારસીઓ જરતોસ્તી ધર્મ માને છે. ખ્રીસ્તીયો ખ્રીસ્તી ધર્મ પાળે છે અને યાહુદી જ્યૂ ધર્મ માને છે. દરેક ધર્મોમાં રીતભાત અને રીવાજ જુદા જુદા છે. વળી હિંદુ ધર્મમાં પણ ઘણ પંથ છે. શ્રાવક લોકનો જૈન ધર્મ હિંદુ ધર્મથી તદ્દન જુદો છે.

ગુજરાતના ગુજરાતી, મારવાડના મારવાડી, દક્ષિણના દક્ષિણી, મહારાષ્ટ્રના મરેઠા, બંગાળાના બાબુ, હિંદુસ્તાનના ભૈયા પણ કહેવાય છે.

**જાત્રાનાં ઠેકાણાં**--હિંદુનાં-બદ્રિનાથ, હરદ્વાર, ગોકુળ, મથુરાં, નાથદ્વાર, પ્રયાગ, કાશી, ગયા, જગન્નાથપુરી, શ્વેતબિંદુ રામેશ્વર, પંઢરપુર, નાશીક, દ્વારકાં, સોમનાથપટ્ટણ, ડાકોર, અંબાજી ને બહુચરાજી. જૈનનાં-પાલિતાણા, ગીરનાર, આબુ, ને પારસનાથ ( સમેશીખર ). શીખ લોકનું-અમૃતસર. પારસીનું-ઉદવાડા. મુસલમાનનું અજમેરમાં ખાજાપીર.

**ભાષા.**

આ વિશાળ દેશમાં ભાષાઓ ઘણીછે. સંસ્કૃત, હિંદી અને અંગ્રેજી ભાષા જાણનારા દેશના દરેક ભાગમાં છે. દેશના જુદા જુદા ભાગમાં બોલાતી મુખ્ય ભાષાઓ. **સિંધી**-સિંધમાં. **ગુજરાતી**-ગુજરાત ને કચ્છમાં. **મરેઠી**-મહારાષ્ટ્રમાં, હૈદ્રાબાદની ઉત્તરમાં તથા નાગપુર ને ચંદાની આસપાસ. **કાનડી**-કાનડામાં, બેલારી પ્રાંતમાં, મ્હૈસુરના રાજ્યમાં ને હૈદ્રાબાદની પૂર્વમાં. **ઉર્યા**-ઓરીસાને કિનારે, સંબલપુર ને છોટા નાગપુરમાં. **તેલંગી**-ઓરીસાથી મદ્રાસ સુધી, હૈદ્રાબાદ ને ચંદાની દક્ષિણે ને ગોદાવરીના પ્રદેશમાં. **તામીલ**--મદ્રાસની દક્ષિણે. **મલાયલમ** કાનડાની દક્ષિણે. **હિંદી**-મધ્ય પ્રાંતમાં, મધ્ય હિન્દ એજન્સીમાં, રજપુત સંસ્થાનોમાં, પંજાબમાં, વાયવ્ય પ્રાંતોમાં, અયોધ્યામાં ને બહાર પ્રાંતમાં. **બંગાળી**-બંગાળામાં. **આસામી**--આસામમાં. આ સિવાય પ્રાંત ભેદની ભાષાઓ ઘણી છે.

**ધંધો**—હિંદના લોકનો મુખ્ય ધંધો ખેતી છે, $\frac{3}{4}$ માણસો ખેતી કરે છે. અને તેઓ ગામોમાં રહે છે. $\frac{1}{12}$ ભાગના લોક શહેરમાં વસે છે. દેશના બધા ભાગમાં માટીનાં ને ધાતુનાં વાસણ બને છે. શહેરોમાં થોડી ઘણી કારીગરીનાં કામ થાય છે. લગભગ ૨૦૮ મીલોમાં તો કાપડ વણાય છે અને જથાબંધ માલ થાય છે. તે પરદેશ ખાતે પણ જાય છે. મીલ ઉદ્યોગ દિવસે દિવસે વધતો જાય છેને ઘણાં માણસો તેમાં કામે લાગેલાં છે.

**વનસ્પતિની પેદાશ**—ડાંગર--બંગાળામાં ને કિનારાપર ઘણીપાકે છે. ઘઉં—ઉત્તર હિંદુસ્તાનમાં પાકે છે. નાળિએરીનાં ઝાડ પશ્ચિમ કાંઠા પર પુષ્કળ ઊગે છે. કપાસ--મુંબાઈની આસપાસ ને મધ્ય પ્રાંતોમાં થાય છે. અફીણ--બહાર અને માળવામાં પકવવામાં આવે છે. ગળી--બંગાળા ને બહારમાં થાય છે. શણુ--પૂર્વ બંગાળામાં થાય છે. ચા--આસામ ને હિમાલયની તળેટી પર ઉગાડવામાં આવે છે. બુંદદાણા--પશ્ચિમ કિનારાના પર્વતોમાં થાય છે. સિંકોના નામે ઝાડ પહાડી પ્રદેશમાં ઉગાડવામાં આવે છે ને તેમાંથી કિવનાઇન બનાવે છે. બીજા અનાજ, ઇમારતી લાકડાં, શેરડી, મસાલા, તંબાકુ, કેળાં, કેરી અને બીજાં ફળ દેશમાં ઠામ ઠામ પુષ્કળ થાય છે.

**ખનીજ પેદાશ**—કોયલા—બંગાળા ને હિંદુસ્તાનના મધ્ય ભાગમાંથી પુષ્કળ નીકળે છે. સિંધવ-પંજાબમાંથી નીકળે છે. હીરા--બુંદેલખંડ ને ગોદાવરીના પ્રદેશમાંથી નીકળે છે. તેમાં કોહિનૂર નામનો મોટો હીરો ગોદાવરીના પ્રદેશમાંથી નીકળેલો આપણા મહારાજા સાતમા એડવર્ડની પાસે છે. સોનું-મ્હેસુર વગેરે કેટલાક પ્રાંતોમાંથી નીકળે છે. પંજાબમાં મીઠાના ડુંગર છે, સાબર ને લુનાર સરોવરના તથા દરીઆના પાણીનું મીઠું બનાવવામાં આવે છે. ખારાઘોડામાં કુવાના પાણીનું મીઠું બને છે. મોતી-લંકાની આસપાસના દરીઆમાંથી નીકળે છે. ને તે આખી દુનીઆમાં સર્વોત્તમ ગણાય છે. ગંધક ને લોઢાની ખાણો ઠેકાણે ઠેકાણે છે.

**પ્રાણીજ પેદાશ**—ગાય, ભેંસ, ઘોડા, બળદ, ઊંટ, ઘેટાં, બકરાં ને કુતરાં એ પ્રાણીઓ પાળવામાં આવે છે, અને હાથી, વાઘ, ચિતા, રીંછ, જુદી જુદી જાતનાં વાંદરાં, અને સાબર જંગલોમાં સંખ્યાબંધ થાય છે. પક્ષીઓ પણ ઘણી જાતનાં થાય છે.

## વેપાર.

હાલમાં હિંદુસ્તાનનો દરીઆ મારફતનો વેપાર સવા બે

અબજ રૂપીઆનો છે. આયાત અને નિકાશના આંકડા નીચે મુજબ છે.

| આયાત માલ | કરોડનો. | નિકાશ માલ. | કરોડનો. |
|---|---|---|---|
| સુતરાઉ કાપડ........... | ૨૮ | રૂને સુતરાઉ કાપડ... | ૨૦ |
| સોનું રૂપું.............. | ૧૨ | અનાજ.............. | ૨૦ |
| ધાતુઓ................. | ૫ | સણ................. | ૧૪ |
| ખાંડ................. | ૩॥ | અફીણ.............. | ૮ |
| તેલ.................... | ૩ | તેલીબીઆં........... | ૧૦ |
| રેશમી કાપડ............ | ૧॥ | ચા................ | ૮ |
| સાંચા.................. | | ચામડાં............... | ૮ |
| કોલસા.................. | | ગળી................ | ૨॥ |
| દારૂ.................... | | બુંદદાણા.............. | ૧॥ |
| કેરોસીન તેલ વગેરે...... | | ઊન વગેરે.............. | |

હિંદુસ્તાનનો વેપાર થોડે ઘણે તો બધા દેશો જોડે ચાલે છે પણ મુખ્ય ભાગ ગ્રેટબ્રીટન સાથે છે.

**ફ્રાન્સમાંથી**—કાપડ ને દારૂ આવે છે ને તેલીબીઆં, રૂ, ગળી બુંદદાણા ને રેશમ જાય છે.

**ચીનમાંથી**—ચાંદી, ચા, કાચું રેશમ, ને સાકર આવે છે અને અફીણ, રૂ, સુતર, સુતરાઉ, કાપડ જાય છે.

**મસાલાના ટાપુઓમાંથી**—મસાલા, કાચું રેશમ ને કલઈ આવે છે. અને અફીણ, ચોખા ને સુતરાઉ કાપડ જાય છે.

**અમેરીકામાંથી**—કેરોસીન તેલ આવેછે. અને શણ, તેલીબીઆં, ગળી ને ચામડાં જાય છે.

**ઇટાલીમાંથી**—પરવાળાં ને કાચના મણકા આવે છે અને રૂ, તેલીબીઆં, ચામડાં ને ઘઉં જાય છે.

**લંકામાંથી**—મસાલા ઇમારતી લાકડું ને હાથીદાંત આવે છે અને ચોખા ને ઢોર જાય છે.

**મોરિશીયસમાંથી**—ખાંડ આવે છે ને અનાજ વગેરે જાય છે.

**ઈરાનીઅખાતનીઆસપાસનામુલકમાંથી**—ઊન, ઘોડા, ખજુર, મોતી, રૂ, ને કાચું રેશમ આવે છે. અને ત્યાં સુતરાઉ કાપડ, ચોખા, ને ખુંદદાણા જાય છે.

**બલુચિસ્તાનમાંથી**—બોલનઘાટને રસ્તે ચામડાં,ઊન, વગેરે આવે છે, ને કાપડ, અનાજ ને કાચો માલ જાયછે.

**અફગાનિસ્તાનમાંથી**—ખૈબરઘાટને રસ્તે ઘોડા, સુકો મેવો, હીંગ ને દ્રાક્ષ આવે છે, તેના બદલામાં કાપડ, ને બીજો માલ જાય છે.

**પૂર્વ તાર્તરીમાંથી**—સોનું ને રેશમી કાપડ આવે છે; અને શાલો, ઊનનું ને સુતરાઉ કાપડ ત્યાં જાય છે.

**ટિબેટમાંથી**—લાડકને રસ્તે ચીનાઈચા, ને સુંદર ઊન આવે છે; અને શાલો, ઊન અને સુતરાઉ કાપડ જાય છે.

**બ્રહ્મદેશમાંથી**—ચોખા ને મીઠું આવે છે અને સુતરાઉ, રેશમી ને ઊનનું કાપડ જાય છે.

## વેપારનાં સાધન.

**૧ વહાણ નેઆગબોટ**-હિંદુસ્તાનનાં બંદરોમાંથી આ દેશનો માલ બીજા દેશોમાં લઈ જવા લાવવાનું કામ કરેછે. અને તેથી પૃથ્વીના ઘણા દેશો સાથે હિંદુસ્તાન જોડાએલું છે.

**બંદરો**—કરાંચી, મુંબાઈ, રત્નાગિરિ, ગોવા, કારવાડ, મેંગલુર, કાનાનુર, કાલીકટ, ને કોચીન એ પશ્ચિમ કાંઠે અને તૂતુકોરીન, નેગાપટ્ટણ, પાંડુચેરી, મદ્રાસ, મછલીપટ્ટણ, વિશાગાપટ્ટણ, ગંજામ, કલકત્તા, ચિતાગોંગ એ પૂર્વે કાંઠે છે. તેમાં સૌથી મોટાં મુંબાઈ, મદ્રાસ, કલકત્તા ને કરાંચી છે.

**૨ રેલવે**—આ દેશમાં ૩૦ હજાર મૈલની નંખાઇ ચૂકી છે ને તેની જુદી જુદી લાઇનો ઘણી છે. દરેક લાઇનમાંથી ફાંટા નીકળેલા છે ને હિંદનાં મુખ્ય શહેરો તેનાથી જોડા-

એલાં છે. ફક્ત હિમાલયની તળેટીના પ્રદેશમાં તેની લાઇનો નથી. વરસો વરસ નવી નવી લાઇનો અને ફાંટા નીકળતા જાય છે. આથી દુકાળ જેવા કઠણ વખતમાં ઝાઝી હરકત પડતી નથી. વળી એ રેલવેઓનો નાનાં મોટાં બંદરો સાથે સંબંધ છે તેથી પરદેશો જોડે વહાણ અને આગબોટો સારી રીતે વેપાર ચલાવી શકે છે. વધારે હકીકત દરેક પ્રાંતમાં આપી છે.

**૩ રસ્તાઓ**—એટલે કાચી સડકો ૧લાખ૬૦હજારમૈલછે રસ્તા ઉપર ગાડાં અને ભાર ઉચકનાર જનાવરો માલ લઇ જવા લાવવાનું કામ કરે છે. અને તેથી રેલવેને મદદ મળે છે.

**૪ ટપાલ અને તાર**—એક ભાગની ખબરો બીજા ભાગમાં જલદી લઇ જવા લાવવાનું કામ કરે છે અને તેથી વેપાર ઘણો વધતો જાય છે.

## રાજ્ય બંધારણ.

આપણો દેશ ઈંગ્લાંડને તાબે છે. ઈંગ્લાંડમાં મહારાજા સાતમા એડવર્ડ રાજ્ય કરે છે. આપણે તેમની રૈયત છીએ.

આપણા મહારાજાની સંમતિથી પાર્લામેન્ટના ઠરાવો પ્રમાણે ઈંગ્લાંડનું પ્રધાન મંડળ રાજ્ય ચલાવે છે. એ પ્રધાનમંડળમાં એક મુખ્ય પ્રધાન છે, તેણે બીજા પ્રધાનોને જુદાં જુદાં કામ સોંપેલાં છે. હિંદુસ્તાનનું બધું કામ જે પ્રધાન કરે છે તેને સેક્રેટરી ઓફ સ્ટેટ કહે છે. સેક્રેટરી ઓફ સ્ટેટને મદદ કરવા સારૂ પંદર સભાસદોની એક સભા છે. તે દરેક મેમ્બરને અકેક ખાતું સોંપવામાં આવેલું છે. હિંદુસ્તાનમાં મહારાજાનો પ્રતિનિધિ રહે છે. તેને ગવરનર જનરલ કહે છે. પણ તે સેક્રેટરી ઓફ સ્ટેટના તાબામાં છે.

ગવર્નર જનરલને વોઇસરોય કહે છે. તેને મદદ કરવાને બે કાઉન્સીલો છે. એક કાઉન્સીલ રાજ્ય ચલાવવામાં મદદ કરે છે ને બીજી કાઉન્સીલ કાયદા કરવામાં મદદ કરે છે.

ને બંને કાઉન્સીલમાં વાઇસરોય અધ્યક્ષ હોય છે.

**રાજ્ય ચલાવનારી કાઉન્સીલ**—આ સભામાં સાત સભાસદો હોય છે તેમને સ્ટેટ સેક્રેટરી નીમે છે. તેમણે બીજી નોકરી કરવી જોઇએ નહિ. આ સભાસદોને આનરેબલ કહેછે. આ સભા મળે છે ત્યારે લોકોને જોવા આવવા દેતા નથી. દેશમાં અને પરરાજ્યો સાથે કેમ ચાલવું તે આ સભા નક્કી કરે છે તથા કાયદા બાંધનારી કાઉન્સીલને સારૂં પણ કામ તૈયાર કરી રાખે છે.

**કાયદા બાંધનારી કાઉન્સીલ**—આ કાઉન્સીલમાંઉપલા સાત કાઉન્સીલરો હોય છે. અને બીજા વધારાના સભાસદો વાઇસરોયં નીમે છે. આ સભામાં કેટલાક મેમ્બરો મોકલવાનો હક થોડાં વરસ થયાં રૈયતને મળ્યો છે. આ સભાના સભાસદોને પણ આનરેબલનો ખિતાબ હોય છે. આ સભા મળે છે તેમાં લોકોને જોવા આવવા દેછે. ઘણા મતે મંઝુર થાય, અને વાઇસરોય મંજુરી આપે એટલે કાયદો થયો કહેવાય છે.

મદ્રાસ અને મુંબાઈ ઇલાકાના ગવર્નરોને વાઇસ્રોયની પેઠે બમે કાઉન્સીલો છે. લેફ્ટેનેન્ટ ગવર્નરોને ફક્ત કાયદાજ કરનારી કાઉન્સીલ હોય છે.

ઇન્સાફને માટે કલકત્તા, મદ્રાસ, મુંબાઈ, ને અલ્હાબાદમાં અકેક હાઇકોર્ટ છે. આ હાઇકોરટો જીલ્લા જડજોની કોરટોપર દેખરેખ રાખે છે. ઇલાકાના ભાગ કરી દરેક ભાગ કમીશનરને સોંપેલો છે. જીલ્લે જલ્લે કલેકટર ને તેના મદદનીશો હોય છે.

હિંદમાં રાજ્ય ત્રણ તરેહનાં છે (૧) ઈંગ્રેજ સરકારનો ખાલસા મુલક, (૨) ઈંગ્રેજ સરકારના રક્ષણ નીચેનાં દેશી રાજ્ય. (૩) સ્વતંત્ર ( ઇંગ્રેજના મિત્રનાં ) રાજ્ય.

## રાજકીય ભાગ.

| ભાગ. | અંગ્રેજઅધિકારી. | શહેર. |
|---|---|---|
| ૧ મુંબાઈ ઇલાકો. | ગવર્નર. | મુંબાઈ, અમદાવાદ, પુના, વડોદરા, સુરત, હૈદ્રાબાદ, ભૂજ, ઇ. |
| ૨ મદ્રાસ ઇલાકો. | ગવર્નર. | મદ્રાસ, મછલીપટણ, રાજમંદરી ત્રિચિનોપોલી, કાંજેવરંમ ને આર્કાટ, ઈ૦ |
| ૩ મ્હૈસુર ને કુર્ગ. | રેસીડેંટ. | મ્હૈસુર, શ્રીરંગપટ્ટણ, બેંગલુર ઇ. |
| ૪ વરાડ સહીત હૈદ્રાબાદ. | ,, | હૈદ્રાબાદ,ઔરંગાબાદ, દૌલતાબાદ,જાળના,બેદર,ઈ. |
| ૫ મધ્યપ્રાંત. | કમીશનર. | નાગપુર સાગર જબલપુર રાયપુર,ચંદાબરાનપુરઇ |
| ૬ મધ્યહિંદ | ગવર્નર જનરલનો એજન્ટ. | ગ્વાલિયર, ઇંદોર, ભોપાળ, રેવા, ઇત્યાદિ. |
| ૭ રજપૂત સંસ્થાન | ,, | ઉદેપુર, જોધપુર, જેપુર,ઈ. |
| ૮ પંજાબ. | લેફ્ટેનેન્ટ ગવરનર. | લાહોર, મુલતાન, અમૃતસર, જાળધર, અંબાળા, ફીરોજપુર, લુંદીઆણા, કાશ્મીર ઇ, |
| ૯ વાયવ્યપ્રાંત. | ,, | અલહાબાદ, આગ્રા, મથુરા, દિલ્લી, કાનપુર, કાશી, ગાઝીપુર ઇ. |
| ૧૦ અયોધ્યા | કમીશનર. | લખનોર,ફૈઝાબાદ,અયોધ્યા |
| ૧૧ બંગાળાઇલાકો. | લેફ્ટેનેન્ટ ગવર્નર. | કલકત્તા, ઢાકા, મુર્શીદાબાદ, પટ્ટણા કટક, જગન્નાથ, મતલાહ, ચિતાગોંગ ઇ. |
| ૧૨ આશામ. | કમીશનર. | ગૌહત્તી. |
| ૧૩ સ્વતંત્ર પહાડી રાજ્ય. | કમીશનર. | ખટમંડુ, તારીટસુદન, ઇ. |
| ૧૪ પોર્ટુગીઝને ફ્રેન્ચ | ,, | ગોવા. પાંડીચેરી, ઇ. |

# ભાગ ૩ જો.

## પ્રાંતવાર વર્ણન.

### ૧. મુંબાઈ ઇલાકો.

**સ્વરૂપ**—પશ્ચિમ કિનારાના ઉત્તર ભાગમાં આવેલી લાંબી પટી અને આખો સિંધ પ્રાંત મળી આ ઇલાકો થએલો છે. **સીમા.** ઉત્તરે–પંજાબ ને રજપૂત સંસ્થાન. પૂર્વે–માળવા, મધ્ય પ્રાંત, નિઝામનું રાજ્ય, ને મદ્રાસ ઇલાકો. દક્ષિણે–મ્હૈસુરનું રાજ્ય ને મદ્રાસ ઇલાકો. પશ્ચિમે અરબી સમુદ્ર, અને હાલા પર્વત. **સમુદ્ર**–અરબી. **અખાત** કચ્છનો ને ખંભાતનો, એ અરબી સમુદ્રના ફાંટા છે. **દ્વીપકલ્પ** કાઠીઆવાડ. **ભૂશિર** રાસમોરારી, જગતપોઇન્ટ ને દીવ–**દ્વીપ**–મુંબાઈ, વસાઈ, ધારાપુરી ને સાષ્ટી વગેરે. **ક્ષેત્રફળ**–આ ઇલાકામાં એક લાખને પચીશહજાર ચોરસ મૈલ જમીન છે; એટલે હિંદુસ્તાનની જમીનનો લગભગ $\frac{1}{12}$ ભાગ છે. **પર્વતો**–સંહ્યાદ્રિ (પશ્ચિમઘાટ,) સાતપુડા, પાવાગઢ, આરાસુર, આબુ, શેત્રુંજો, ગીરનાર, ને હાલા. દક્ષિણ ભાગમાં પશ્ચિમ કિનારાને લગતો સંહ્યાદ્રિ પર્વત આવેલો છે તેથી દક્ષિણના ઉંચા પ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો ને કોકણની સાંકડી પટીનો ઢાળ પશ્ચિમનો છે. ગુજરાતની પૂર્વ ને ઉત્તરે ડુંગરો આવેલા છે તેથી તેનો ઢાળ દરીઆ તરફનો છે. ને સિંધનો ઢાળ દક્ષિણ તરફનો છે. કચ્છ ને કાઠીઆવાડના મધ્ય ભાગમાં ડુંગરા છે તેથી તેનો ઢાળ બધીએ દીશામાં છે. **નદીઓ**–સિંધુ, સાબરમતી, મહી, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, ભીમા, ને વર્ધા વગેરે દેશને રસાળ કરે છે. **પ્રાંતો**–૧ સિંધ, ૨ કચ્છ, ૩ ગુજરાત, ૪ મહારાષ્ટ્ર (દક્ષિણ ને કોકણ) ને ૫ દક્ષિણ મહારાષ્ટ્ર.

**હવા પાણી**—સિંધ ગરમ ને સુકો પ્રદેશ છે, તેના ઉપ-

લા ભાગમાં તાપ વધારે પડે છે; ને વરસાદ ૨ થી ૧૦ ઇંચ સુધી વરસે છે, પણ સિંધુ નદીમાં ઉનાળામાં રેલ આવે છે તેથી આ ભાગ રસાળ છે; કચ્છ દરીઆ કિનારાનો મુલક છે તેથી ત્યાંની હવા સાધારણ છે, તેમાં વરસાદ ૧૦ થી ૨૦ ઇંચ સુધી વરસે છે. ગુજરાત ને દક્ષિણમાં કચ્છના કરતાં ટાઢ ને તાપ વધારે પડે છે, અને વરસાદ ૨૦ થી ૩૦ સુધી વરસે છે ને તે નૈઋત્ય કોણમાંથી આવે છે. પણ પશ્ચિમઘાટમાં ૮૦ થી ૧૦૦ ઇંચ સુધી વરસાદ પડે છે તેથી તે ભાગની હવા ઠંડી રહે છે. **હવા ખાવાની જગ્યાઓ**—આબુ, માથેરાન ( મુંબાઇની પાસે, ) ને મહાબળેશ્વર ( સતારાની વાયવ્ય કોણમાં ).

**લોક ધર્મ ને ભાષા**—વસ્તી લગભગ બે કરોડ માણસની છે. તેનો ⅕ ભાગ મુસલમાન છે. ને ૮૦ હજાર પારસીઓ છે, તે જરતોસ્તી ધર્મ પાળે છે; ખ્રીસ્તી ને યાહુદી થોડા છે. ભીલ અને બીજી જંગલી જાતો પહાડી ભાગમાં વસે છે, દર ચોરસ મૈલે ૧૫૦ માણસ વસે છે. સિંધમાં સિંધી, ખંભાતના અખાતની આસપાસ ગુજરાતી, મુંબાઈની આસપાસ મરેઠી ને છેક દક્ષિણમાં કાનડી ભાષા બોલાય છે. **જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, ડાકોર, અંબાજી, સીધપુર, નાશીક, પંઢરપુર, વગેરે હિંદુનાં: ગીરનાર, આબુ, ને પાલીતાણા, જૈનનાં. ઉદવાડા, પારસીનું.

**પેદાશ**—મુખ્ય અનાજ ( ડાંગર, બાજરી, ઘઉં, જુવાર ને કઠોળ) કપાસ ને *તેલીબીઆંની છે. સંહ્યાદ્રિના પશ્ચિમ કાંઠાપર નાળીએરીનાં ઝાડ ઘણાં છે, તથા ડાંગર પણ ઘણી પાકેછે. પર્વત ને ડુંગરોમાં ×જંગલની પેદાશ થાય

---

*તલ, દિવેલી, સરસવ, અળશી ને ખસખસ વિગેરે તલ જેમાંથી નીકળે છે તે.

×ઇમારતી લાકડાં ( સાગ, વાંસ, વળીઓ.) લાખ, મધ, વિગેરે.

છે. ભરૂચ, ખાનદેશ, ધારવાડ ને કલાદગી જીલ્લામાં ને કાઠીઆવાડમાં કપાસ થાય છે.

## વેપાર.

**નીકાસ માલ—રૂ**, અફીણ, તેલીબીઆં, ઘઉં, સુતરાઉ કાપડ, ઊન, તેમાં અફીણ માળવામાંથી આવે છે ને તે ચીન જાય છે. **આયાત માલ**-કાપડ, ધાતુઓ, સાંચા, ફર્નીચર, કોલસા દારૂ ને દવાઓ. **બંદરો**-મુંબાઈ, કરાંચી, માંડવી, દીવ, ભાવનગર, ખંભાત, રત્નાગિરિ, કારવાડ વગેરે. તેનો પરદેશ સાથેનો વેપાર ૮૫ કરોડનો છે. આ કિનારે આવેલાં બંદરો પણ વેપાર ચલાવેછે. મુખ્યત્વે કરીને હિંદુસ્તાનનો સાત આની વેપાર આ ઇલાકાનાં બંદરોથી ચાલેછે. **રેલવેઓ.** ૧ ધી ઇન્ડીયન પેનીનસુલા રેલવેની ૧ લી શાખા મુંબાઈથી કલકત્તા તરફ ને બીજી શાખા મદ્રાસ તરફ ગએલી છે. ૨ બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલવે-ખંભાતનાઅખાતની આસપાસના મુલકમાંછે તે મુંબાઇથી ઉત્તરમાં જાય છે. ૩ ધી નોર્થ વેસ્ટર્ન રેલવે (નોર્થ-ઉત્તર+વેસ્ટર્ન-પશ્ચિમની) એટલે વાયવ્ય ખુણની રેલવે કરાંચી દિલ્લી તરફ જાય છે. ૪ ધી સધર્ન મરેઠા રેલવે-એ મુંબાઈ ઇલાકાના દક્ષિણ ભાગમાં આવેલી છે.

**રાજ્યનીતિ**—આ ઇલાકાના સર્વથી મોટા ઉપરી અધિકારીને ગવર્નર કહે છે. તેના હાથ નીચે તેને મદદ કરવાને બે કાઉન્સીલો છે. તેમાંની એક રાજ્ય ચલાવવામાં ને બીજી કાયદા બાંધવામાં મદદ કરે છે. સિંધ, ઉત્તરભાગ, મધ્યભાગ ને દક્ષિણભાગ એવા ચાર મોટા ભાગ પાડી દરેક ભાગ કમીશનરને સોંપેલો છે. તેઓ સરકારની ઉપજ (વસુલાત) સારી રીતે સંભાળે છે. આ ઇલાકાની વસુલાત તેર કરોડની છે. તેમાં ૩ અફીણની છે.

**દેશી રાજ**—અંગ્રેજ સરકારના રક્ષણ નીચેનાં દેશી રાજ બીજા ઇલાકા કરતાં આ ઇલાકામાં ઘણાં છે. તેમાં મુ-

ખ્ય ગાયકવાડનુંછે. બીજું કચ્છનુંછે ત્યાંના રાજાને રાવ કહેછે. સિંધમાં ખૈરપુરનું અને દક્ષિણમાં કહોલાપુરનું મુખ્ય રાજ્યોછે.

બીજાં નાનાં દેશી રાજ્યોના જથા કર્યા છે તેને એજન્સી કે જાગીરો કહેછે. તેમાંનાં કેટલાંક અંગ્રેજ સરકારને અને કેટલાંક ગાયકવાડ સરકારને ખંડણી આપે છે.

## શહેરો.

**મુંબાઈ**—એ આ ઇલાકાની રાજધાનીનું શહેરછે, એમાં ગવર્નર રહેછે ને એ મોટામાં મોટું બંદર છે. **પુના**—મહારાષ્ટ્ર પ્રાંતની રાજધાની, મૂળામુઠા નદી ઉપર. **અમદાવાદ**-ગુજરાતની રાજધાની, સાબરમતીના કાંઠા ઉપર. **હૈદરાબાદ**-સિંધુ નદી ઉપર સિંધપ્રાંતનું મુખ્ય શહેર છે. **કરાંચી**—સિંધ પ્રાંતમાં મોટામાં મોટું બંદર છે. **ભુજ**—કચ્છપ્રાંતની રાજધાનીનું શહેર છે. **વડોદરા**—એ ગાયકવાડ સરકારની રાજધાની, વિશ્વામિત્રી નદી ઉપર છે. **રાજકોટ**—આજી નદી ઉપર, એમાં રાજકુમાર કોલેજ છે તથા પોલીટીકલ એજન્ટ રહે છે. **સતારા**—એ અસલ મરેઠાની રાજધાનીનું શહેર હતું. **કારવાડ**—એ મુંબાઈ અને કરાંચીથી ઉતરતું બંદરછે. **બીજાં શહેર** શિકારપુર ઠઠ્ઠા, ઉમરકોટ, કોટ્રી, નડિઆદ, ડીસા, ઇડર, નાંદોદ, અહમદનગર, સોલાપુર, ને બેલગામ ઈ. **છાવણીઓ**-ભૂજ, રાજકોટ, અમદાવાદ, ડીસા, મુંબાઈ, પુના વગેરે. **વિશેષ હકીકત**-કચ્છના અખાતમાંથી મોતી નીકળેછે, ખારાઘોડાનું મીઠું વખણાય છે ને ખાનદેશ જીલ્લામાં ઢોર ઘણાંછે.



## ૨. મદ્રાસ ઇલાકો.

**સ્વરૂપ**—આ ઇલાકામાં હિંદુસ્તાનનો છેક દક્ષિણનોભાગ ને બંગાળાના ઉપસાગરની પશ્ચિમ કાંઠે આવેલી લાંબીપટીછે, તેમાં દક્ષિણના ઉંચ પ્રદેશનો કેટલોક ભાગ આવેલો છે. પૂર્વ કિનારો ઉત્તર સિવાય સપાટ છે. **સીમા.** ઉત્તરે—મ્હૈસુર,

નિઝામનું રાજ્ય ને ઓરીઆપ્રાંત. પૂર્વે—બંગાળી સમુદ્ર. દક્ષિણે—મનારનો અખાત. પશ્ચિમે—અરબી સમુદ્ર. **સમુદ્ર**—અરબી, બંગાળી ને હિંદી મહાસાગર. **અખાત**—મનારનો. **ભૂશીર**—કન્યાકુમારી. **સામુદ્રધુની**—પાકની. **સરોવરો**—ચીલકા, કોલર ને પુલિકાટ. **ક્ષેત્રફળ**—લગભગ એક લાખને ૪૦ હજાર ચોરસમૈલછે. એટલે હિંદુસ્તાનના લગભગ $\frac{1}{12}$ ભાગની જમીન છે. તેમાં કિનારો ૧૮૦૦ મૈલ લાંબો છે. **પર્વતો**—પશ્ચિમ ઘાટ ને પૂર્વ ઘાટ દક્ષિણમાં નિલગિરિ પર્વતમાં જોડાએલા છે, પાલની પર્વત નિલગિરિની દક્ષિણે છે. નિલગિરિ પર્વત વાળો ભાગ ઉંચો છે. દરીઆ કિનારાની જમીન નીચી છે. પશ્ચિમ ઘાટ કરતાં પૂર્વ ઘાટ નીચો છે તેથી તે તરફનો ઢાળછે. **નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, પનાર, પલાર ને કાવેરી વગેરે આ દેશને રસાળ કરેછે.

**હવા પાણી**—પૂર્વ કાંઠે હવા ગરમ છે. ત્યાં ઉત્તર હિંદુસ્તાન જેટલો સખત તાપને ટાઢ પડતાં નથી. દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં ૩૦ ઈંચ પૂર્વ કાંઠે ૫૦ ઈંચ ને પશ્ચિમ કાંઠે પર્વતોમાં ૧૨૦ ઈંચ સુધી વરસાદ પડેછે. સંહ્યાદ્રી પર્વતની પશ્ચિમે નૈઋત્ય કોણ તરફથી વરસાદ આવે છે અને પૂર્વમાં તથા કોરોમાંડલ કાંઠે ઇશાનમાંથી આવેછે, તે સપ્ટેમ્બરથી શરૂ થાય છે. **હવા ખાંવાની જગાઓ** ઉતકમંડ ને દીંડીગલ.

**લોક, ધર્મ ને ભાષા**—વસ્તી ત્રણ કરોડને ૮૦ લાખ માણસનીછે. $\frac{1}{12}$ ભાગ મુસલમાન છે ને હિંદુસ્તાનના બીજા બધા ભાગ કરતાં આ ઇલાકામાં ખ્રિસ્તીઓ વધારેછે. વસ્તીનો મુખ્ય ભાગ દ્રાવીડીઅન છે અને તે હિંદુ ધર્મ પાળે છે. દર ચોરસ મૈલે ૨૫૦ માણસ વસેછે. ઉરીયા ભાષા–ઉત્તર સરકાર પ્રાંતમાં. તૈલીંગ ભાષા–મદ્રાસની ઇશાનમાં. તામીલ ભાષા–અગ્નિ કોણમાં. મલાયલમભાષા–નૈઋત્ય કોણમાં. કાનડીભાષા–વાયવ્યકોણમાં બોલાયછે. **જાત્રાનાં ઠેકાણાં** શ્વેતબિંદુ રામેશ્વર.

**પેદાશ**—મુખ્ય પેદાશ અનાજ, કપાસ, તેલી બીઆં, ખુંદદાણા, ગળી, શેરડી, તંબાકુ ને કાટ, ડાંગર કિનારાપર પાકે છે. રાગી નામનું અનાજ દેશના અંદરના ભાગમાં ઘણું પાકે છે, કપાસ બેલારી, ત્રિનેવેલી ને કર્નુલમાં થાય છે. ખુંદદાણા પશ્ચિમ ઘાટ ને નિલગિરિમાં થાય છે. ગળી અર્કાટ ને નેલોરમાં થાય છે, તંબાકુ ગોદાવરીને કાંઠે ને મદુરામાં થાય છે. કાટ ( ઇમારતી લાકડાં ) મલબાર કાંઠે થાય છે. કાપડ વણવાની મીલો મદ્રાસમાં છે.

## વેપાર.

**નીકાશ માલ**—ચામડાં, રૂ, ખુંદદાણા, તેલી બીઆં, ચોખા, ગળી, ખાંડ મલબારી સાગ સુતરાઉ કાપડ વગેરે. **આયાત માલ**—કાપડ, ચોખા, ધાતુઓ, દારૂ, ફર્નીચર ને સાંચા કામ વગેરે. **બંદરો**—મદ્રાસ, મછલીપટ્ટણ, કોકનદ, વિશાગાપટ્ટણ, નેગાપટ્ટણ, ને તુતિકોરીન એ કોરોમંડળ કાંઠે છે; ને મેંગ્લોર, કાનાનોર, તીલેચરી, કાલીકટ, કોચીન એ મલબાર કાંઠે છે. તેમાં મદ્રાસ આ ઇલાકામાં સૌથી મોટામાં મોટું બંદર છે. આ ઇલાકાનો પરદેશ સાથેનો વેપાર ૧૭ કરોડ રૂપીઆનો છે, તે મુંબાઇના વેપારનો ½ છે. **રેલવેઓ**-૧ મદ્રાસ રેલવેની એક શાખા મુંબાઈ તરફ ને બીજી શાખા કાલીકટ સુધી જાય છે. ૨ સાઉથ (દક્ષિણ) ઇન્ડિયન રેલવે-મદ્રાસથી તુતિકોરીન સુધી જાય છે. ૩ સધર્ન[1] મરેઠા રેલવે-આ ઇલાકાના ઉત્તર ભાગમાં આવેલી છે. ૪ ધી ઇસ્ટકોસ્ટ[2] રેલવે—મદ્રાસ ઇલાકાને ને બંગાળા ઇલાકાને સાંધે છે.

**રાજનીતિ**—આ ઇલાકાનો મુખ્ય અધિકારી ગવર્નર છે, તેને મદદ કરવાને બે કૌન્સીલો છે. **ભાગ**—ઉત્તર સરકાર

---

૧ સધર્ન=હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં આવેલી.

૨ ઇસ્ટકોસ્ટ (ઇસ્ટ=પૂર્વ+કોસ્ટ=કિનારો) પૂર્વ કિનારા ની.

કર્ણાટક ને મલબાર એ કમીશનરોને સોંપેલા છે. **ઉપજ**–આશરે ૧૧ કરોડની છે. **દેશી રાજ્યો**–ત્રાવણકોર ને કોચીન. ત્રાવણકોરની રાજ્યધાની ત્રીવેનદ્રંમ છે.

**શહેરો.**

**મદ્રાસ**—એ આ ઇલાકાની રાજધાનીનું શહેર છે તેમાં ગવર્નર રહે છે. એ આ ઇલાકામાં મોટામાં મોટું બંદર છે.

**અર્કાટ**—એ કર્ણાટક પ્રાંતની રાજધાનીનું શહેર છે.

**બેલ્લારી**—રૂના વેપારનું મથક છે.

**કર્નુલ**—એ તુંગભદ્રાના કાંઠા ઉપર શહેર છે.

**બીજાં શહેર**–રાજમહેંદ્રી, ત્રીચિનાપોલી કાંજેવરમ, કડપા, સેલમ, મધુરા, કોઇમ્બતુર, તંજાવર, વેલુર, ગંતુર, ગંજામ. ઈ.

**વિશેષ હકીકત**—ગોદાવરી ને કૃષ્ણા નદીના પ્રાંતોમાંથી હીરા જડે છે. લોઢાની ખાણો ઠેકાણે ઠેકાણે છે. કોરોમાંડલ કાંઠે ને મનારના અખાતમાંથી મોતી કાઢવામાં આવેછે.

## ૩. મ્હેસુર ને કુર્ગ.

**સ્વરૂપ**–દક્ષિણના ઉંચ્ચ પ્રદેશમાં મદ્રાસ ઇલાકાના પશ્ચિમ ભાગમાં આ પ્રાંત આવેલો છે. **સીમા**–એની ચારે બાજુએ મદ્રાસ ઇલાકો વીંટાએલો છે. **ક્ષેત્રફળ**–લગભગ ૨૮ હજાર ચોરસમૈલ છે. **પર્વતો** પૂર્વઘાટ, નિલગિરિ, ને નંદીદુર્ગ વગેરે આવેલાં છે. તેથી ઉત્તર અને અગ્નિ ખૂણાનો ઢાળ છે. **નદીઓ**–તુંગભદ્રા ને કાવેરી જમીનને રસાળ કરે છે.

**હવા પાણી**–તાપ ને ટાઢ મદ્રાસ ઇલાકા જેવાંછે. વરસાદ ૫૦ થી ૧૦૦ ઈંચ સુધી વરસે છે, તેની શરૂઆત નૈરૂત્ય ને ઇશાન કોણ તરફથી થાય છે.

**લોક ધર્મ ને ભાષા**—એમાં ૫૦ લાખ માણસની વસ્તી છે. તેમાં ઘણો ભાગ હિંદુનોછે ને મુસલમાનોની વસ્તી પણ પ્રમાણમાં ઠીક છે. મુખ્ય કાનડી ભાષા બોલાય છે.

**પેદાશ**–અનાજ (મુખ્ય રાગી), શેરડી, બુંદદાણા, એલચી, સોપારી, લવીંગ, સુખડ, ઇમારતી લાકડાં ને સોનું.

### વેપાર.

**નિકાસ**—સોપારી, નાળિએર, તેજાનો, ખુંદદાણા ને સોનું. **આયાત**-કાપડ, ધાતુઓ, ફર્નીચર, સાંચા ને દારૂ. **રેલવે**-ધી સધર્ન મરાઠા રેલવેના ફાંટા છે. ૨. મદ્રાસ રેલવે ઉપર બેંગલુર આવેલું છે.

**રાજનીતિ**—મ્હેસુર ને કુર્ગ એવા બે ભાગછે. મ્હેસુરનો રાજા તે મહારાજા કહેવાયછે. આ રાજ્ય ઉપર દેખરેખ રાખવાને રેસીડેન્ટ બેંગ્લોરમાં રહેછે. કુર્ગ પ્રાંત ઈ. સ. ૧૮૩૪ માં ઇંગ્રેજ સરકારે ખાલસા કરેલોછે. તેનો વહિવટ મ્હેસુરનો રેસીડેન્ટ કરેછે. તે વખતે તેને કમીશનર કહે છે.

### શહેરો.

**મ્હેસુર** એ રાજધાનીનું શહેરછે ને તેમાં મહારાજા રહેછે. **શ્રીરંગપટ્ટણ**-કાવેરી નદીના બેટમાં, હૈદરની રાજધાની હતું. તેનાં હવાપાણી ખરાબછે. માટે ઉજડ છે. **બેંગ્લોર**—એમાં રેસીડેન્ટ સાહેબ રહેછે. તથા ત્યાં લશ્કરી છાવણીછે. તે બગીચાનું શહેર કહેવાયછે. **મર્કારા**-એ કુર્ગ પ્રાંતની રાજધાનીછે. **કોલર**-હૈદરની જન્મભૂમી છે તથા તેની પાસેથી સોનું કાઢવામાં આવેછે. **બીજાં શહેરો**-બેદનુર, હરિહર ને શીમોગા. **વિશેષ હકીકત**—અહીનાં જંગલોમાં હાથી થાય છે.

---

## ૪. હૈદ્રાબાદ ને વરાડ.

**સ્વરૂપ**—સાતપુડા પર્વતની દક્ષિણે, દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં સૌથી મોટું દેશી રાજ્ય છે. **સીમા**-ઉત્તર અને ઈશાને-મધ્ય પ્રાંતો. પૂર્વે અને દક્ષિણે-મદ્રાસ ઇલાકો પશ્ચિમે-મુંબાઈ ઇલાકાનો દક્ષિણ ભાગ. **ક્ષેત્રફળ**-લગભગ એક લાખ ચોરસ મૈલ છે. ત્યાંની જમીન ફાગી તથા એમાં મોટા પર્વતો નથી પણ ઠેકાણે ઠેકાણે ડુંગરાઓ છે, એનો ઢાળ અગ્નિકોણનો છે. સરોવર ઘણાં છે, તેમાં મુખ્ય

ધુનારનું છે; તેનું પાણી ખારૂં છે. એ પાણીનું મીઠું પાકે છે. **નદીઓ**-ગોદાવરી, કૃષ્ણા, પેનગંગા, વર્ધા, તુંગભદ્રા ને ભીમા વગેરે જમીનને રસાળ કરેછે.

**હવાપાણી**-તાપ અને ટાઢ સમ પ્રમાણમાં છે, એટલે સખત પડતાં નથી. વરસાદ લગભગ ૫૦ ઈંચ સુધી પડે છે ને તેની શરૂઆત ઈશાન કોણમાંથી થાય છે.

**લોક ભાષા ને ધર્મ**-વસ્તી લગભગ એક કરોડને વીસ લાખ માણુસની છે. મુખ્ય હિંદુ અને મુસલમાનો છે. મરેઠી-પશ્ચિમમાં તથા વરાડમાં. તેલગુ પૂર્વમાં ને કાનડી ભાષા નૈઋત્યમાં બોલાયછે. પણ મુસલમાનો હિંદુસ્તાની ભાષા બોલેછે.

**પેદાશ** અનાજ (મુખ્ય રાગી,) રૂ, તેલીબીઆં ને મીઠું. રૂ વરાડ પ્રાંતમાં થાયછે. શંગેરી પાસે કોયલાની ખાણો છે.

## વેપાર.

**નિકાશ**-રૂ, તેલીબીઆં, ચામડાં ને મીઠું. **આયાત**-કાપડ, ધાતુ, ચોખા દારૂ ને ફર્નીચર. **રેલવે**--ધી નિઝામ રેલવે-આ રેલવે પેનીનસ્યુલા રેલવે ને ઇસ્ટ કોસ્ટ રેલવેની વચ્ચે છે ને હૈદ્રાબાદ આગળ થઇને જાય છે.

**રાજનીતિ**-આ રાજ્યનો હાકેમ નિઝામ કહેવાય છે ને તે મુસલમાન છે. તેનાં રાજ્યપર દેખરેખ રાખવાને ઈંગ્રેજ સરકાર તરફથી રેસીડેન્ટ રહે છે. વરાડ પ્રાંત ઈંગ્રેજને તાબેછે, તેનો વહીવટ પણ ઉપરનો રેસીડેન્ટ કરેછે. તે વખત તે કમીશનર કહેવાય છે. **ભાગ**-હૈદ્રાબાદ ને વરાડ.

## શહેરો.

**હૈદ્રાબાદ**-એ મુસી નદીપર નિઝામની રાજધાનીનું શહેરછે. તેમાં અરબ ને પઠાણ ઘણાછે. દક્ષિણ હિંદુસ્તાનમાં મદ્રાસથી ઉતરતું શહેર છે. **વેરૂલ ( ઇલોરા )**-એ પર્વતમાંથી કોતરી કાઢેલી ગુફાઓને માટે પ્રખ્યાત છે. **વરંગુલ**-નિઝામ રેલવે ઉપર છે ને તૈલંગણની રાજ્યધાનીહતું. **જાલના**-એમાં લશ્કરી છાવણીછે, ત્યાંરેશમી કાપડ સારૂં થાયછે. **ગુલબર્ગ**-એમાં ઘણતો

રોજાછે. **બેદર**—મંજીરા નદીના કાંઠા પરછે, ત્યાંનાં સોના રૂપાની કારીગરીવાળાં પીતળનાં વાસણ વખાણાય છે. **સિકંદ્રાબાદ**—એમાં લશ્કરી છાવણીછે. તથા રેસીડેન્ટ રહેછે. **ઉમરાવતી ને ખાનગામ**—રૂના વેપારનાં મથકોછે. **ઇલીચપુર**-તાપી નદીના મૂળ પાસેછે. **પૈઠણ**—અહિંની પાઘડીઓ વખણાય છે. **દોલતાબાદ**-ડુંગરી કિલ્લો છે. **બીજાં શહેરો**-ઔરંગાબાદ, ગોવળકાંડા, અકોલા, કોરીંગા, શીઆગામ.

**વિશેષ હકીકત**—વર્ધા નદીની પાસે વુનજીલ્લામાં કોયલાની ખાણો છે.

---

## ૫ મધ્ય પ્રાંતો.

**સ્વરૂપ**-આ પ્રાંતો હિંદુસ્તાનના મધ્ય ભાગમાંછે માટે એને મધ્ય પ્રાંતો કહેછે. એની આસપાસ ઘણાંખરાં દેશી રાજ્યો આવેલાંછે.**સીમા.** ઉત્તરે-બુંદેલખંડ અને વાયવ્યપ્રાંતો. પશ્ચિમે ભોપાળ, ઇંદોર ને બીજાં દેશી રાજ્યો તથા ખાનદેશ. દક્ષિણે હૈદ્રાબાદ ને વરાડ. પૂર્વે-મદ્રાસ ઇલાકો ને ઓઢીઆ પ્રાંત. **ક્ષેત્રફળ**—નેવું હજાર ચોરસ મૈલછે. **પર્વતો**—વિંધ્યાચળ, સાતપુડા ને અમરકંટક. તેમાં સાતપુડા મધ્ય ભાગે આવેલોછે તેથી તેના બે ભાગ થાયછે. ઉત્તરમાં નર્મદા નદીની ખીણછે. દક્ષિણમાં સાતપુડાનો ઢાળ અગ્નિકોણનો છે. અમરકંટક ને છતીસગઢ એ ઉંચ પ્રદેશો છે. **નદીઓ**—નર્મદા, તાપી, મહાનદી ને પ્રાણહીતા વગેરે દેશને રસાળ કરેછે. વર્ધા ને વેનગંગાનો સંગમ થયા પછી એ પ્રાણહીતાને નામે ઓળખાયછે. આ પ્રાંતમાં જંગલો ઘણાંછે.

**હવા પાણી**-તાપ અને ટાઢ સમપ્રમાણમાંછે. વરસાદ નૈઋત્ય કોણમાંથી આવેછે અને ૫૦ ઇંચ સુધી વરસેછે.

**લોક ધર્મ ને ભાષા**—વસ્તી લગભગ એક કરોડ માણસનીછે. તેમાં મુખ્ય ભાગ અનાર્ય (મૂળવતની) લોકોનોછે; ઓ હિંદુ ધ ને મળતો ધમ માને છે. વીસ લાખ

ગોંડ લોકોછે. તેઓ જાતના હિંદુ છે. વસ્તીનો ૧/૩ ભાગ મુસલમાનોછે. દરચોરસમૈલે ૧૫૦ માણસની વસ્તીછે. મુખ્ય ભાષા હિંદી છે પણ પશ્ચિમમાં મરેઠી ને પૂર્વમાં ઉર્યા ભાષા બોલાય છે. અને ગોંડ લોકોની ભાષા દ્રાવિડીઅન છે.

**પેદાશ**—અનાજ ( મુખ્ય ડાંગર ને ઘઉં, ) કપાસ, તેલી બીઆં ને જંગલોની પેદાશ થાયછે. તેમાં વેનગંગાના પ્રદેશમાં ડાંગર ઘણી થાયછે, છતીસગઢમાં ઘઉં ઘણા થાયછે, વર્ધા નદીના પ્રદેશમાં કોયલાની ખાણોછે તથા કપાસ થાયછે.

વેપાર.

**નિકાશ**—અનાજ, રૂ, તેલીબીઆં, દેશી કાપડ ને ચામડાં. **આયાત**-કાપડ, મીઠું, લોઢાનો સામાન, નાળિએર, ફર્નીચર ને દારૂ વગેરે. **રેલવે**-ધી પેનીનસ્યુલા* રેવવે–નાગપુરથી ભુશાવળ થઈ મુંબાઈ જાયછે. ૨ ધી નાગપુર રેલવે–નાગ પુરથી કલકત્તા સુધી જાયછે.

**રાજનીતિ**—આ પ્રાંતનો મુખ્ય અધિકારી ચીફ કમીશનર છે. તેના હાથ નીચે ચાર કમીશનરોછે તે દરેકને સોંપેલા ભાગ. (૧)સાગર ને દમહોનો મુલક.(૨) નર્મદાનો પ્રદેશ.(૩) સાતપુડાનો ઉંચો મુલક. (૪) નાગપુર, છતીસગઢ, સંબલપુર વગેરેનો વિસ્તીર્ણ પ્રદેશ. **દેશી રાજ્ય**—નાનાં નાનાં ઘણાં છે પણ એકે જાણવા લાયક નથી.

શહેરો.

**નાગપુર**-એ રાજધાનીનું શહેર છે, એમાં ચીફ કમીશનર છે. અહિંના રેશમી ધોતીજોડા વખણાય છે **સાગર, કામ્પટી**—એમાં છાવણીઓ છે. **જબલપુર**—નર્મદાના કાંઠા ઉપર છે, તેમાં તંબુ ને ઘઉં સારા થાય છે. તે વેપારનું મથક છે. **ચંદા**—એમાં અસલ ગોંડ લોકોની રાજધાની હતી. **બરાનપુર**—તાપીને કાંઠે મુસલમાનની વસ્તીનું શહેર છે ત્યાંનાં શેલાં ને સાલા વખણાય છે. **હિંગણઘાટ**—એ રૂના

* પેનીનસ્યુલા એટલે દ્વીપકલ્પની.

વેપારનું મથકછે. **ભંડારા**—એમાં ભરતકામ સારૂં થાયછે. **સંબલપુર**-એની આસપાસની જમીનમાંથી હીરા જડે છે. **વર્ધા**-વર્ધાનદીપર છે તેની પડોશમાં કોયલાની ખાણો છે. **બીજાં શહેર**—રાયપુર, વિલાસપુર, આશિરગઢ, હુશંગાબાદ, નરશીંગપુર ઇ.

## ૬. મધ્યહિન્દ એજન્સી.

**સ્વરૂપ**—મધ્ય પ્રાંતના સાગરને દમોહના મુલકની પૂર્વે પશ્ચિમમાં આ એજન્સી આવેલીછે, તેથી તેના બે ભાગ થયેલાછે. પૂર્વ ભાગને બુદેલખંડ ને રેવા કહે છે ને પશ્ચિમ ભાગને પ્રાચીન માળવા કે ગ્વાલિયર કહેછે. **સીમા.** પૂર્વ ભાગની ઉત્તરે વાયવ્ય પ્રાંત. પૂર્વે-બંગાળા. દક્ષિણે-મધ્ય પ્રાંતો. પશ્ચિમે-વાયવ્યપ્રાંતની સાંકડી પટી આવેલીછે.પશ્ચિમ ભાગની ઉત્તરે ને પૂર્વે-વાયવ્યપ્રાંત. દક્ષિણે-ખાનદેશ જીલ્લો ને મધ્ય પ્રાંત. પશ્ચિમે-રજપુત સંસ્થાનછે. **ક્ષેત્રફળ** આ બન્ને ભાગોનું ક્ષેત્રફળ ૭૫ હજાર ચોરસ મૈલ છે. **પર્વત**-વિંધ્યાચળ ને કૈમુરના મુખ્ય છે. તેથી એનો ઢાળ ઇશાનકોણનો થાય છે.**નદીઓ** ચંબલ, સીંધ, બતવા, શોણ ને નર્મદા વગેરે આ એજન્સીની જમીનને રસાળ કરે છે.

**હવાપાણી**-વરસાદ ઇશાન કોણમાંથી આવેછે. તે વધારેમાં વધારે ૫૦ ઇંચ સુધી વરસે છે. તાપ ને ટાઢ ગુજરાત કરતાં વધારે પડે છે.

**લોક, ધર્મ ને ભાષા**—વસ્તી ૮૫ લાખ માણસનીછે તેમાં મુખ્ય ભાગ હિંદુનોછે, મુસલમાનો થોડાછે. મુખ્ય ભાષા હિંદી છે.આ ભાગમાં બૌદ્ધ ધર્મનાં ખંડેરો ઘણાં જોવામાં આવે છે.

**પેદાશ**-અનાજ (મુખ્ય ઘઉં), ૨. અફીણ (ઇંદોરના રાજ્યમાં) તંબાકુ, શેરડી, જંગલની પેદાશ ને તેલીબીઆં.

### વેપાર.

**નિકાશ**-ઘઉં, ૨, અફીણ, તેલીબીઆં વગેરે. **આયાત**-કાપડ, ધાતુઓ, સાંચા, દારૂ, ફર્નીચર વગેરે. **રેલવે**-ધી માળવા રેલવે આસપાસના પ્રાંતોને આ પ્રાંત સાથે જોડે

છે ને બુંદેલખંડમાં પણ એક રેલવેનો ફાંટો છે.

**રાજનીતિ**— આ એજન્સીમાં ગ્વાલિયર, ઇંદોર, ભોપાળ ને રેવા એ ચાર મોટાં સંસ્થાનોછે. કુલ ૭૧ સંસ્થાનોછે. તેનાપર દેખરેખ રાખવામાટે ઇંદોરમાં ગવર્નરજનરલનો એજન્ટ રહેછે ને ઉપરનાં ચાર મોટાં સંસ્થાનોમાં આસિસ્ટન્ટ એજન્ટ રહેછે.

**શહેરો.**

**ગ્વાલિયર**(લશ્કર)—એ સિંધીઆની રાજધાનીનું શહેરછે. **ઇંદોર**—એ હોલકરની રાજધાનીનું શહેરછે. **ભોપાળ**—એ મુસલમાની રાજ, બેગમના તાબામાંછે. **રેવા**—એ રજપૂત રાજાની રાજધાનીનું શહેર છે. **ઉજ્જન**—એ ક્ષીપ્રા નદીને કાંઠે પહેલાં વિક્રમની રાજધાનીનું શહેર હતું. **રતલામ**—એ માળવામાં અફીણના વેપારનું મથક છે. **ચંદેરી**—પાઘડી તથા શેલાં સારાં થાયછે. **અર્ચ,તેહરી,પન્ના**—હીરાને માટે પ્રખ્યાત છે. **મહું,નીમચ ને મોરાર**—એમાં લશ્કરી છાવણીઓ છે.

---

## ૭. રજપૂત સંસ્થાનો.

**સ્વરૂપ**—આ સંસ્થાનો સિંધની પૂર્વ ને પંજાબની દક્ષિણે આવેલાં છે. **સીમા** ઉત્તરે—સતલજ નદી. પશ્ચિમે—સિંધ. દક્ષિણે—ગુજરાત. પૂર્વે—આગ્રા ને મધ્યહિન્દ એજન્સી આવેલાંછે. **ક્ષેત્રફળ**-આશરે એક લાખ ત્રીસ હજાર ચોરસ મૈલ છે. **પર્વતો**-અરવલ્લી અને આબુ એ મધ્ય ભાગમાં છે. તેથી પૂર્વ પશ્ચિમ એવા બે ભાગ થાયછે. પૂર્વ તરફના ભાગનો ઢાળ ઈશાનકોણનોછે. પશ્ચિમ તરફના ભાગનો ઢાળ નૈઋત્ય કોણનો રેતાળછે, તેથી તેને રેતીનું રણ કહેછે. **નદીઓ**-લૂણી, ચંબલ ને બનાસ આ દેશને રસાળ કરેછે. **સરોવર**-સાંભરનું પાણી ખારૂં છે, **રણ**-જેસલમેર ને મારવાડનું છે.

**હવાપાણી**—તાપ ને ટાઢ ગુજરાત કરતાં વધારે પડેછે વરસાદ અરવલ્લીના પૂર્વ ભાગમાં ૪૦ ઇંચ સુધી વરસે છે. ઇશાન કોણમાંથી આવેછે.તથા અરવલ્લીના પશ્ચિમે દશેક ઇંચ

સુધી વરસેછે, ને નૈઋત્ય કોણમાંથી આવે છે. આ ભાગ સુકો ને ગરમ છે.

**લોકધર્મ ને ભાષા**—વસ્તી એક કરોડને વીસલાખ માણસનીછે. તેમાં રજપૂત, જાટ ને કોળી લોકો મુખ્ય છે. મુસલમાનો બહુજ થોડાછે. ભાષા હિંદી ને હિંદીને મળતીછે. મારવાડી વેપારી આખા હિંદુસ્તાનમાં વખણાય છે.

**જાત્રાનાં ઠેકાણાં**—પુષ્કરજીમાં બ્રહ્માની મૂર્ત્તિ છે. શ્રીનાથજી–વૈષ્ણવ ધર્મના આચાર્યની મુખ્ય ગાદી છે. આબુપર અર્બુદા દેવીનું મંદીર છે અને જૈનનાં સુંદર ને મોટાં દહેરાં છે.

**પેદાશ**—અનાજ, રૂ, શેરડી, તંબાકુ, અફીણ ને મીઠું.

## વેપાર.

**નિકાશ**—રૂ, તંબાકુ, અફીણ, ઘેટાં, બકરાં, ઊંટ, બળદ, પથ્થર, ઊન ને ચામડાં **આયાત**—કાપડ, ધાતુઓ ફર્નીચર, દારૂ, વગેરે. **રેલવે**—ઘી રજપુતાના માળવા રેલવે પશ્ચિમ તરફની બરોડા રેલવે સાથે. ને પૂર્વ તરફ પેનીનસ્યુલા રેલવે સાથે અને ઉત્તર તરફની દિલ્લી ને આગ્રા રેલવે સાથે જોડાય છે.

**રાજનીતિ**—ગવર્નર જનરલનો એજન્ટ મુખ્ય અધિકારી છે. ને તેના હાથ નીચે પોલીટીકલ એજન્ટો નીચેનાં રાજ્યોપર સત્તા ધરાવે છે. **રજપૂત રાજ્યો**—મેવાડ (ઉદેપુર), મારવાડ (જોધપુર), જેપુર, બુંદી, બિકાનેર કોટા, કિરોળી, કીસનગઢ, જેસલમેર, અલવડ, શિરોઈ, ડુંગરપુર, વાંસવાડા, પ્રતાપગઢ ને ઝાલરા પટ્ટણ. **જાટનાં**—ભરતપુર ને ધોળપુર. **મુસલમાની**—ટોંક. એ રીતે અઢાર સંસ્થાન છે, તેમાં સૌથી પ્રખ્યાત અધિપતિ ઉદેપુરના મહારાણાછે ને તે પ્રાચીનકાળના કહેવાયછે. રાણાઓને અંદર અંદર વાંધો પડે તો તેમાંની કેટલીક બાબતનો નીવેડો કરવાને તેમનામાંથી પંચ નીમેલા છે તે કરે છે.

આ સંસ્થાનોના મધ્ય ભાગમાં એક ઇંગ્રેજી નાનો પ્રાંત

તેમાં અજમેર મુખ્યછે. આ મુલકનો વહીવટ બારોબાર ગવર્નર જનરલ સાથે ત્યાંનો કમીશનર કરે છે.

**શહેરો.**

**નશિરાબાદ**—એમાં લશ્કરી છાવણીછે. **ઉદેપુર**—ત્યાંના સૂર્યવંશી રાણા ભરતખંડમાં મોટા મનાયછે. **ચિતોડ**-મેવાડની જુની રાજધાનીનું શહેર છે. **વિકાનેર**—ત્યાંની સાંઢણીઓ વખણાયછે. **જેપુર**—એમાં સોના, રૂપા અને તાંબાની ખાણો છે, ત્યાંનાં ઘરની બાંધણી વખણાયછે. **શિરોહી**—એમાં તરવારનાં પાનાં સારાં બનેછે. એની પાસે આબુ ઉપર મુખ્ય એજન્ટ સાહેબ રહેછે. **જોધપુર**--આરસના પથરાને માટે વખણાયછે. **ડુંગરપુર**—ત્યાં મૂર્ત્તિઓ સારી થાયછે.

**વિશેષ હકીકત**—મારવાડમાં ઊંટ ને બળદ સારા થાય છે અને જંગલી ગધેડાં જોરાવર હોયછે. અરવલીની પશ્ચિમે પાણીની ઘણી તાણછે એટલે ત્યાં કુવા ૨૦૦ થી ૩૦૦ હાથ સુધી ઉંડા હોયછે, વળી રણમાં ઊંટથી જમીન ખેડેછે. કોતરણીનું કામ તથા ઘણાં વરસ ચાલે તેવી કલાઈ વાસણપર ચઢાવેછે. લોઢાના વાસણપર સોના રૂપાની કારીગરી સારી થાયછે. રણમાં આવેલી લૂણી નદી રેતીમાં સોષાઈ જાય છે.

## ૮. પંજાબ.

**સ્વરૂપ**—આ પ્રાંત હિંન્દના વાયવ્ય ખુણામાં રેજપૂત સંસ્થાનની ઉત્તરેછે. **સીમા.** ઉત્તરે-કારાકોરમ પર્વત ને તેની પેલીમેર તાતરી. પશ્ચિમે-સુલેમાન પર્વત ને તેની પેલી તરફ અફગાનીસ્તાન. દક્ષિણે-રજપૂત સંસ્થાન. પૂર્વે-ટિબેટ ને જમના નદીની પેલી તરફ વાયવ્ય પ્રાંતોછે. **ક્ષેત્રફળ**-એ લાખ ને ઓગણત્રીશ હજાર ચોરસ મૈલ છે. એટલે હિંદુસ્તાનના ⅙ ભાગની જમીન છે. **પર્વતો**-હિમાલય, કારાકોરમ, શિવાલીક, માંઠાના ડુંગર ને સુલેમાન છે. ઉત્તરનો ભાગ

પહાડી છે, તથા તેમાં ફળદ્રુપ ખીણો છે. નીચલો ભાગ મોટું મેદાન છે, ને તે રેતાળ છે, અને એ મેદાનનો ઢાળ નૈઋત્યકોણ તરફનો છે. **સરોવર**—વુલર, કાશ્મીરમાં છે. **નદીઓ**-સિંધુ, જેલમ, ચિનાબ, રાવી, બિઆસ, સતલજ ને કાબુલ તથા જમના ને સતલજની નહેરો દેશની જમીનને રસાળ કરે છે. **દુઆબ** ૧ સિંધસાગર-સિંધુ ને જેમલ વચ્ચે. ૨ જેચ-જેમલને ચિનાબની વચ્ચે. ૩ રેચના-ચિનાબ ને રાવીની વચ્ચે. ૪ બારી-રાવી, સતલજ ને બીઆસની વચ્ચે. ૫ જાલંધર-બિઆસ ને સતલજની વચ્ચે છે.

**હવા પાણી**—આ પ્રાંતમાં તાપ ને ટાઢ હિંદુસ્તાનના હરકોઈ પ્રાંત કરતાં વધારે પડે છે, પણ મેદાનની હવા સૂકીછે. કાશ્મીરમાં વરસાદ વધારે પડેછે. જેમ જેમ દક્ષિણમાં જઈએ છીએ તેમ તેમ વરસાદ ઘટતો જાયછે. એટલે પંજાબની ઉત્તરમાં ૪૦ ઇંચ સુધી પડેછે, ને સિંધ પાસેના ભાગમાં ૧૦ ઈંચ સુધી પડેછે. **હવા ખાવાની જગાઓ** સીમલા ને મરી.

**લોક ધર્મ ને ભાષા**—વસ્તી બે કરોડ ને ૮૦ લાખનીછે, એટલે હિંદની વસ્તીનો દશમો ભાગછે. હિંદુ ને મુસલમાન સમ પ્રમાણમાં છે. શીખ લોકો ૨૦ લાખ છે, ને પહાડી લોકો થોડા છે. લોક મજબુત ને લડવૈયા છે. બ્રિટિશ રાજમાં દર ચોરસ મૈલે ૨૨૦ માણસ ને દેશી રાજ્યમાં ૬૦ માણસની વસ્તીછે, પણ જાલંધર દુઆબમાં દર ચોરસ મૈલે ૬૦૦ માણસો વસેછે. શીખ ધર્મ સ્થાપન કરનાર નાનક હતો તેણે હિંદુ ને મુસલમાનોને જોડી દેવાનો પ્રયત્ન કર્યો છે. ભાષા પંજાબી છે ને શહેરોમાં ઉર્દુ ભાષા બોલાય છે.

**પેદાશ**—અનાજ ( મુખ્ય ઘહું ) તેલીબીઆં, ચા, ફટકડી, સીંધવ, મીઠું, ઉંચી જાતનું ઊન, સાલો, સુતરાઉ કાપડ, રેશમ, શણ, મધ ને મીણ વગેરે. તેમાં મીઠાના ડુંગર છે. ફટકડી-કલાબાગમાં થાયછે, કાંગડા ને સીમલામાં ચા ઉંચી જાતની થાય છે ને મુલતાનમાં રેશમ ઉત્પન્ન થાય છે.

## વેપાર.

**નિકાશ**—ઉંચી જાતનું ઉન, સાલો, રેશમ, રેશમી ને સુતરાઉ કાપડ, તેલીબીઆં, ફટકડી, ઘઉં વગેરે. **આયાત**-કાપડ, સાંચાકામ, કોયલા, દારૂ, ફર્નીચર. ટિબેટમાંથી ચા ને સુંદર ઉન, તાર્તરીમાંથી સોનું, રેશમી ને સૂતરાઉ કાપડ.

રેલવે-ધી નોર્થ વેસ્ટર્ન ( વાયવ્ય ખૂણાની ) રેલવે-દિલ્લીથી પેશાવર સુધી ને લાહોરથી કરાંચી સુધી જાય છે. તેની કેટલીક શાખાઓ છે.

**રાજનીતિ**-આ ઇલાકાના વડા ઉપરીને લેફ્ટેનેન્ટ ગવર્નર કહે છે. કાયદા બાંધનારી કૌંસીલ તેને મદદ કરે છે. આ પ્રાંતમાં ૧ દિલ્લી જીલ્લો. ૨ સીમલાનો પહાડી મુલક. ૩ જાલંધર ને કાંગડાનો મુલક. ૪ લાહોર, અમૃતસર, પેશાવર, ને મુલતાનની આસપાસનો મુલક. ૫ દેશી રાજ્યો, એવા પાંચ ભાગ છે. પેદાશ--૭ કરોડની છે.

**દેશી રાજ્યો ૩૪** છે તેમાં મુખ્ય (૧) કાશ્મીરનું-એ સૌથી મોટું છે, તેમાં ગવર્નર જનરલનો એજન્ટ રહે છે. મુખ્ય શહેર શ્રીનગર છે, તેમાં મહારાજા રહે છે; તે સિવાય જામુ, લાડક અને સ્કોર્ડો શહેર છે. બકરાની ઊનની સાલો બનેછે, દેશ પહાડી છે. (૨) ભાવલપુર--આ મુસલમાની રાજ્ય છે, જમીન રેતાળ છે. (૩) પંત્યાળા-એ શીખનાં સંસ્થાનમાં મુખ્ય છે. ઝીંદ, નભાં, કપરથલા, ફરીદકોટ ને કળસીઆ એ બીજાં શીખ સંસ્થાનો છે. (૪) ડુંગરી સંસ્થાનો ( એકેની હકીકત જાણવા લાયક નથી. )

## શહેરો.

**લાહોર**—એ રાવી નદીપર રાજધાનીનું શહેર છે. તેમાં લેફ્ટેનેન્ટ ગવર્નર રહે છે. ત્યાં જોવા લાયક ઇમારતો છે, તથા શેત્રંજીઓ સારી થાય છે.

**અમૃતસર**—એ શીખ લોકોનું જાત્રાનું ઠેકાણું છે. ત્યાં શેત્રંજીઓ, સાલો, ને રેશમી કાપડ બને છે.

**મુલતાન**—ચીનાબ નદીપર હુન્નરી શહેર છે.

**અટક**—કાબુલ ને સિંધુ નદીના સંગમ ઉપર છે. અહિં સિંધુ નદીનો પાર છે ( ઉતરાય છે. )

**પેશાવર**-ખૈબરઘાટના નાકાપર છે.

**દિલ્લી** ( હસ્તિનાપુર )-હિંદુ અને મુસલમાની રાજ્યોની રાજધાની હતું, તે કારીગરીને માટે પ્રખ્યાત છે. તેમાં કુતુબ મિનારો ને મોગલાઈ ઇમારતો જોવા લાયક છે.

**સીમલા**—ઉનાળામાં ગવર્નર જનરલ રહે છે.

**મીથનકોટ**—પાંચ નદીઓના સંગમ ઉપર છે.

**શ્રીનગર**—સાલ ને ઊનના કાપડને માટે જાણીતું છે.

**ભાવલપુર**—એ શહેર નવાબના તાબામાં છે.

**બીજાં શહેરો**—જાલંધર, અંબાલા, રાવલપીંડી, ફીરોજ-પુર, લુધીઆના, ડેરાઇસ્માઇલખાં, ડેરાગાજીખાં, થાનેશ્વર, ગુજરાત, વગેરે,

**વિશેષ હકીકત**—પંજાબની નદીઓમાં તથા તેની નહેરોમાં ચપટા તળીઆની હોડીઓથી માલ લઇ જવા લાવવાનો વહેવાર ચાલેછે. પાણીપતનું પ્રસિદ્ધ મેદાન દિલ્લી પાસે છે.

## આગ્રા ને અયોધ્યા. (સંયુક્ત પ્રાંતો).

આ બે ભાગો ઈ. સ. ૧૯૦૧ માં જોડવામાં આવ્યા એમનું ભેગું ક્ષેત્રફળ ૧ લાખ ૭ હજાર ચોરસ મૈલછે. વસ્તી ૪૭૦ લાખ માણસની છે. વસુલાત ૧૨॥ કરોડની છે. બાકીની હકીકત દરેક ભાગમાં જુદી જુદી આવશે.

## ૯. આગ્રાના પ્રાંતો.

**સ્વરૂપ**—આ પ્રાંતોને ઉપલો બંગાળા કે વાયવ્ય પ્રાંતો કહે છે તે મધ્ય હિન્દ એજન્સીની ઉત્તરે આવેલો છે. ને અયોધ્યાની આસપાસ અર્ધવર્તુલ બનેલો છે. તે બંગાળા ઇલાકાના વાયવ્ય ખૂણામાં આવેલો છે, માટે તેને વાયવ્ય પ્રાંત કહેછે.**સીમા.** ઉત્તરે-હિમાલય, અયોધ્યા ને નેપાળ, પૂર્વે

બહાર પ્રાંત. દક્ષિણે--મધ્યહિન્દ એજન્સિ. પશ્ચિમે રજપૂત સંસ્થાન ને પંજાબ. **ક્ષેત્રફળ**--એમાં ૮૩ હજાર ચોરસ મૈલ છે. **પર્વત**-હિમાલય, કમાઉન, ગઢવાલ ને શિવાલીક એ બધા ઉત્તરમાં છે, તેથી ઢાળ અગ્નિકોણનો છે. શહરાનપુર આગળ દરીઆની સપાટીથી એક હજાર ફૂટની ઉંચાઇછે. તે ધીમે ધીમે ઘટીને કાશી આગળ ૩૫૦ ફૂટ ઉંચાઇ રહેછે. **નદીઓ**-ગંગા, જમના ને તેની શાખાઓં* તથા નહેરો, આ ભાગની જમીનને રસાળ કરેછે. તેમાં ગંગા ને જમનાની વચ્ચેનો મોટો દુઆબ આવેલો છે. **સ્વાભાવીક ભાગ**--૧ હિમાલયમાં આવેલો પ્રદેશ. ૨ જમના ને ગંગાની ઉત્તરનો રસાળ પ્રદેશ. ૩ જમનાની દક્ષિણનો પ્રદેશ.

**હવાપાણી**—તાપ ને ટાઢ બંગાળા કરતાં વધારે, પણ પંજાબ કરતાં ઓછાં પડેછે. અહીંનાં હવાપાણી નીરોગી ને સૂકાં છે. વરસાદ ઇસાન કોણમાંથી આવેછે. તે પર્વતોની તળેટીમાં વધારે ને મેદાનમાં આશરે ૨૦ ઈંચ સુધી વરસેછે.

**લોક, ધર્મ ને ભાષા**—વસ્તી સાડા ત્રણ કરોડ માણસની છે. તેમાં ⅐ ભાગ મુસલમાન ને બાકીના હિંદુ છે. તે જબરા ને હિંમતવાનછે. તેમને આપણે અહિંઆં ભૈઆ કહે છે. બનારસ જીલ્લામાં દર ચોરસમૈલે ૮૦૦ માણસની વસ્તીછે. મુખ્ય ભાષા-હિંદી ને ઉર્દુ છે. **જાત્રાનાં ઠેકાણાં**-હરદ્વાર, બદ્રિનાથ, ગોકુળ, મથુરા, પ્રયાગ ( અલ્હાબાદ ) ને કાશી ( બનારસ ).

**પેદાશ**-અનાજ, અફીણ તેલીબીઆં, રૂ, ગળી, ગંધક, ઇમારતી લાકડાં, ને સુરોખાર વગેરે.

## વેપાર.

**નિકાશ**—અનાજ, અફીણ, તેલીબીઆં, રૂ, ગળી. ગંધક ને સુરોખાર. **આયાત** કાપડ, સાંચાકામ, ધાતુ, ફર્નીચર, મીઠું ને તેજાના. **રેલવે**-૧ ધી ઇસ્ટઇંડિયન રેલવે એ ગંગા-

*ગોમતી, ગોગરા, ને ચંબલ વગેરે નદીઓ.

ની દક્ષિણે આવેલીછે. તેની એક શાખા જબલપુર સુધી જાય છે. ૨ ધી ઔદએન્ડ રોહીલખંડ રેલવે-એ ગંગાની ઉત્તરમાં આવેલીછે. ૩ કાનપુરથી નૈરૂત્યમાં જનારી રેલવે. આ સિવાય બીજા ફાંટા પણ છે.

**રાજનીતિ**—આ પ્રાંતનો મુખ્ય અધિકારી લેફ્ટેનેન્ટ ગવર્નરછે, તેને મદદ કરવાને કાયદા કરનારી કૌંસીલછે. જમીનનો કર દરેક ખેડુત પાસેથી ન લેતાં ગામનો ઉચક આંકડો બાંધી લેછે. આ પ્રાંતના સાત ભાગ કરેલાછે ને તે દરેક કમીશનરને સોંપેલાછે **દેશી રાજ્યો**-રામપુર (નવાબના તાબામાં છે) તેહરી ને કાશી.

### શહેરો.

**અલ્હાબાદ (પ્રયાગ)**-એ રાજધાનીનું શહેર ગંગા ને જમનાના સંગમ ઉપરછે. ત્યાં હિંદુ લોકો નહાયછે. તે લશ્કરી છાવણી છે.

**આગ્રા**—એ જમના નદીપર, તાજમહાલ વગેરે મોગલાઈ ઇમારતોને માટે પ્રખ્યાત છે.

**કાનપોર**-ગંગા નદીપર છે, તેમાં સુતરાઉ કાપડ ને ચામડાની બનાવટ સારી થાયછે. તે નાના સાહેબની કતલને માટે પ્રખ્યાત છે, તેમાં લશ્કરી છાવણીછે.

**કાશી (બનારસ)**-એ ગંગા નદીપર આ પ્રાંતમાં સૌથી મોટું શહેર છે. તેમાં ઘણાં દેવલો છે. તે પૈકી કાશીવિશ્વનાથનું મોટું દેહેરૂં છે.

**ગાજીપુર**-અફીણ ને ગુલાબજળના વેપારનું મથક છે.

**શિકંદ્રાબાદ**—તેમાં અકબરનો રોજો છે.

**મિરજાપુર ને ફરૂકાબાદ**—આ બે શહેરો ગંગા નદીપર વેપારનાં મથકછે. **મીરત**—લશ્કરી છાવણી છે.

**બીજાં શહેરો**—કનોજ, ચુનાર, શાહરાનપુર, ફત્તેપુર, કાલ્પી, ઇટાવા, બરેલી ને બકસર.

## ૧૦ અયોધ્યા.

**સ્વરૂપ**—આ પ્રાંત નેપાળ ને વાયવ્યપ્રાંતની વચ્ચે આવેલોછે. **સીમા** ઉત્તરે–નેપાળ ને બાકીની બાજુએ વાયવ્ય પ્રાંત આવેલોછે. **ક્ષેત્રફળ**–૨૪ હજારચોરસ મૈલ છે. એના ઉત્તર ભાગમાં જંગલો છે ને બાકીના ભાગમાં મેદાન છે. તેનો ઢાળ અગ્નિકોણ તરફનો છે. **નદીઓ**–ગંગા, રામગંગા, ગોમતી, ગોગરા ને રાપતી તથા કેટલાક ઝરા આં પ્રદેશને રસાળ કરેછે.

**હવા પાણી**–વાયવ્યપ્રાંત જેવાં છે.

**લોક, ધર્મ ને ભાષા**—વસ્તી ૧૨૦ લાખ માણુસની છે. તેનો $\frac{1}{10}$ ભાગ મુસલમાન ને બાકીના હિંદુછે. મુખ્ય ભાષા–હિંદી ને ઉર્દુ છે. દરચોરસ મૈલે ૫૨૦ માણુસની વસ્તીછે. આખી દુનીઆમાં જમીનના વીસ્તારના પ્રમાણુમાં આ પ્રાંતની વસ્તી વધારે ધાઢી ગણાય છે.

**પેદાશ**—અનાજ, કપાસ, તેલીબીઆં, અફીણ, ગળી ને ઇમારતી લાકડાં.

### વેપાર.

**નિકાશ**—અનાજ, કપાસ, તેલીબીઆં, અફીણ ને ગળી. **આયાત**—કાપડ, ફર્નીચર, ધાતુઓ ને દારૂ. **રેલવે**–ઘી ઔંદ એન્ડ રોહીલખંડ રેલવે ને તેની કેટલીક શાખાઓ.

**રાજનીતિ**—ફૈજાબાદ ને લખનોર એવા બે ભાગ કરેલા છે તેમાં કમીશનર રહેછે. તે વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવરનરના તાબામાં છે.

### શહેરો.

**લખનોર**—આ પ્રાંતની રાજધાની ગોમતી નદીને કાંઠે, **અયોધ્યા**–ગોગરા (સર્યુ) નદીને કાંઠે રામચંદ્રજીની રાજધાની. **ફૈજાબાદ**—ગોઘરા નદી ઉપર છે.

**બીજાં શહેરો**—સીતાપુર, રાયબરેલી ને જુવાનપુર.



## ૧૦ બંગાળા ઇલાકો.

**સ્વરૂપ**—આ ઇલાકો હિન્દમાં સૌથી મોટો છે, ને તે બંગાળાના ઉપસાગરની ઉત્તરે આવેલો છે. **સીમા.** ઉત્તરે-નેપાળ ને સિક્કીમ. પૂર્વે આસામ ને બ્રહ્મદેશ. દક્ષિણે-બંગાળાનો ઉપસાગર. પશ્ચિમે-મધ્યપ્રાંતો રેવાનું દેશી રાજ્ય ને વાયવ્યપ્રાંતો. **ક્ષેત્રફળ**—એકલાખ ને પચાસહજાર ચોરસ મૈલ છે. **સરોવર**-ચીલકા. **અખાત**—બાલાસોર ને બંગાળાનો ઉપસાગર. **ભૂશિર**-પાલમૈરા. **પર્વતો**—રાજમહાલ, છોટાનાગપુર. ને ઓઢીઆના ડુંગરા. આ ડુંગરા રાજમહાલથી એક બીજાની લગોલગ આવીને ઓઢીઆ પ્રાંત સુધી નૈઋત્ય તરફ ગએલા છે. તેથી ઓઢીઆ પ્રાંતનો ઢાળ અગ્નિકોણનો થાયછે. બહાર પ્રાંતનો પૂર્વ તરફનો ઢાળ છે અને તેને ઉત્તર ને દક્ષિણ તરફના ઢાળ આવીને મળેછે. શુદ્ધ બંગાળાનું મોટું મેદાન દક્ષિણના ઢાળનું છે; તેમાં ગંગા ને બ્રહ્મપુત્રામાં પૂર આવેછે ત્યારે સો મૈલ કરતાં વધારે ભાગ ઉપર પાણી ફરી વળેછે. તે વખતે લોકો હોડીઓમાં બેશી પોતાને કામે જાય છે. **નદીઓ**—ગંગા ને તેની શાખાઓ (ગોગરા, શોણ, ગંડકી, કુશી, હુગળી, દામોદા ), બ્રહ્મપુત્રા, મહાનદી, બ્રાહ્મણી, વૈતરણી, સુવર્ણરેખા, વગેરે દેશને રસાળ કરે છે. **ભાગ**-૧ શુદ્ધ બંગાળા, ૨ બહાર, ૩ ઓઢીઆ, ૪ છોટાનાગપુર.

**હવાપાણી**—સપાટ પ્રદેશમાં વરસના ઘણા ભાગમાં તાપ વધારે પડેછે અને હવા ભેજવાળી છે. વરસાદ ૫૦ ઈંચ સુધી વરસેછે ને તે અગ્નિકોણમાંથી આવે છે. **હવા ખાવાનાં ઠેકાણાં**—દાર્જીલીંગ.

**લોક ધર્મ ને ભાષા**-વસ્તી સાત કરોડ ને પચીશ લાખ માણસની છે. એટલે હિંદના ¼ ભાગ જેટલી છે. દર ચોરસમૈલે ૪૯૦ માણસ વસે છે. લોકો કેળવણી લેવામાં આગળ પડતા છે. વસ્તીનો મુખ્ય ભાગ હિંદુનો છે ને

¾ ભાગ મુસલમાનો છે. **પારસી** જરતોસ્તી, ખ્રિસ્તિઓ ખ્રિસ્તી ધર્મ, ને યાહુદીઓ જ્યુ ધર્મ પાળે છે ને પાહાડી લોકો પણ છે. સવાચાર કરોડ બંગાળી, બે કરોડ ૨૦ લાખ હિંદી ને ઉર્દુ, સાઠ લાખ ઉર્યા, ને ચાલીસ લાખ માણસ અનાર્ય ભાષા બોલે છે. **જાત્રાનાં ઠેકાણાં**—જગન્નાથપુરી ને ગયા હિંદુના, પારસનાથ ( સમરશીખર ) જૈનનું છે.

**પેદાશ**—ડાંગર, તેલીબીઆં, અફીણ, ગળી, શણ ચા, ગંધક, કોયલા, રેશમ, રબરનાં ઝાડ, રૂ, મીઠું, વગેરે.

## વેપાર.

**નિકાશ**—ચોખા, અફીણ, તેલીબીઆં, ગળી, ચામડાં, ચા, ગંધક, રેશમ, કોયલા, ટાટ ને રેસાવગેરે. **આયાત**—કાપડ, ધાતુઓ, સાંચા, મીઠું, તેલ, દારૂ, ફર્નીચર વગેરે. હિંદના વેપારનો ¾ કરતાં વધારે ભાગ કલકત્તા બંદરેથી ચાલે છે એટલે તેનો પરદેશ સાથેનો વેપાર ૭૮ કરોડનો છે. હિંદુસ્તાનનો છ આની વેપાર આ ઇલાકાનાં બંદરોથી ચાલે છે. **બંદરો**—કલકત્તા, ચીતાગોંગ, કટક, ને મતલાહ. **રેલવે.** ૧ ઇસ્ટઈંડિયા રેલવે-ગંગા નદીને કાંઠે છે. ૨ ધી ઇસ્ટ બંગાળ રેલવે—ઇશાન તરફ જાયછે. ૩ ધી નોર્ધન બંગાળા રેલવે—એ દાર્જીલીંગ સુધી જાય છે. ૪ ધી બંગાળ ઍાંદ નોર્થ વેસ્ટર્ન રેલવે—એ વાયવ્યખૂણામાં અયોધ્યા સુધી જાય છે. એ ગંગા નદીની ઉત્તરે આવેલી છે. ૫-ધી બંગાળ નાગપુર રેલવે—નાગપુર સુધી જાય છે. ૬ ધી ઇસ્ટ કોસ્ટ રેલવે—પૂર્વ કિનારે જાય છે. આ રેલવેઓના કેટલાંક ફાંટા છે. ૭ બંગાળ આશામ રેલવે—એ બંગાળામાંથી આસામમાં જાય છે.

**રાજનીતિ**—આ ઇલાકાના મુખ્ય અધિકારીને લેફ્ટેનેન્ટ ગવર્નર કહે છે, તેને મદદ કરવાને કાયદા બાંધનારી

કૌંસીલ છે. મુખ્ય ચાર વિભાગના પેટાવિભાગ કરીને દરેક ભાગ કમીશનરને સોંપેલો છે. વસુલાત વીસ કરોડની છે, તેમાં અફીણની ચાર કરોડની છે. જમીન વેરો હિન્દના બીજા ભાગ કરતાં ઓછો છે **દેશી રાજ્યો**-છોટાનાગપુર, ઓઢીઆનાં ઘણાં નાનાં રાજ્યો, સિકીમ, કુચબિહાર, મણીપુર, ટીપરાનાં ડુંગરી રાજ્ય ને બીજા ડુંગરી પ્રદેશો.

## શહેરો.

**કલકત્તા**—એ ભરતખંડની રાજધાનીનું શહેર હુગલી નદીનાં કાંઠાપર છે. એમાં લેફ્ટેનેન્ટ ગવર્નર તથા ગવર્નર જનરલ રહે છે તે દરીઆથી ૮૦ મૈલ દૂર છે.

**ઢાકા**—કાપડ ને સાબુને માટે પ્રખ્યાત છે.

**મુર્સીદાબાદ**—રેશમી કાપડ, હાથીદાંતનો સામાન, અને સોના રૂપાનો ઘાટ સારો બનેછે. ઈંગ્રેજી રાજ્ય પહેલાં નવાબની રાજધાનીનું શહેર હતું, એમાં મુસલમાનની વસ્તી ઘણી છે.

**પટણા**-ગંગાને કાંઠે બહાર પ્રાંતનું મુખ્ય શહેર છે, ને અફીણના વેપારનું મથક છે.

**કટક**-મહાનદીના કાંઠાપર ઓઢીઆ પ્રાંતનું મુખ્ય શહેરછે.

**મોંગીર** એ ગંગાના કાંઠાપર, સુતાર ને લુહાર કામને માટે પ્રખ્યાત છે.

**પ્લાસી**-ગંગા નદીપરછે. અંગ્રેજોની મોટી જીતનું ઠેકાણું.

**કાશીમબજાર**-રેશમી બનાવટને માટે જાણીતું છે,

**શીરાજગંજ** શણના વેપારનું મથક છે.

**દાર્જીલીંગ**-એ દરીઆથી સાતહજાર ફૂટની ઉંચાઇએ હવા ખાવાનું ઠેકાણુંછે. એની પડોશમાં સ્લેટના પત્થર નીકળે છે.

**રાણીગંજ**-આ શહેરની પાસે લોઢાનીને કોયલાની ખાણોછે.

**બરાકપુર ને બરહામપુર**-આ બેમાં લશ્કરી છાવણી છે.

**બીજાં શહેરો**-બર્દવાન, હુગલી, દિનાજપુર, ભાવલપુરવગેરે.

---

## ૧૨ આસામ.

**સ્વરૂપ**–આ પ્રાંત બંગાળાની ઇશાન કોણમાં આવેલોછે. **સીમા.** ઉત્તરે ભૂતાનને કેટલાંક પહાડી રાજ્ય. પૂર્વે–બ્રહ્મદેશના ને મણીપુર. દક્ષિણે તથા પશ્ચિમે બંગાળા. **ક્ષેત્રફળ**–૪૯ હજાર ચોરસ મૈલછે. **પર્વતો**–નાગ, જીનતે, ખાશીઆ, ગારો, ને ચેરાપુંજી. આ પ્રાંતનો ઉત્તર અને દક્ષિણ તરફનો ભાગ પહાડો છે. તેથી પશ્ચિમ તરફનો ઢાળ ખીણ-વાળો છે. **નદી** બ્રહ્મપુત્રાની ખીણ રસાળ છે.

**હવાપાણી**–તાપ ઓછો ને ટાઢ વધારે પડે છે. હવા ઠંડી ને રોગી છે. વરસાદ ઇશાનકોણનો આખી દુનિયાના હરકોઈ ભાગ કરતાં વધારે વરસે છે. ચેરાપુંજીના ડુંગરામાં લગભગ ૭૦૦ ઇંચ વરસેછે. તેથી ત્યાં કોઈ રહેતું નથી.

**લોક ધર્મ ને ભાષા**—વસ્તી ૬૦ લાખ માણસની છે. દર ચોરસ મૈલે ૧૧૨ માણસ વસે છે. વસ્તીનો ઘણો ભાગ પહાડીછે. ખીણના સપાટ પ્રદેશમાં રહેનારા લોકો કંઇક હિંદુને અને કંઇક બ્રહ્મીલોકોને મળતાછે. અનાર્ય ધર્મ માને છે ને ભાષા આશામી બોલે છે.

**પેદાશ**—ચા, રબર, જંગલની પેદાશ, લોઢાની ને કો-યલાની ખાણો અને હાથીદાંત.

### વેપાર.

**નિકાશ**—ચા, રબર, લાખ, હાથીદાંત ને કોયલા. **આ-યાત**—કાપડ, અનાજ ને દારૂ.

**રાજનીતિ**—આ ભાગનો મુખ્ય અધિકારી ચીફ કમી-શનર છે. ને આખા પ્રાંતના પાંચ ભાગ કરી દરેક ભાગ-કમીશનરને સોંપેલો છે.

### શહેરો.

**ગૌહત્તિ**—બ્રહ્મપુત્રાના કાંઠાપર, રાજધાનીનું શહેર, તેમાં ચીફ કમીશનર રહે છે.

સિલહટ—વેપારનુ મથક છે. તેમાં બંગાળી લોકો રહેછે ને નારંગીઓને માટે પ્રખ્યાત છે.

કાચર—એની આસપાસ ચાના બગીચા ઘણા છે.

**વિશેષ હકીકત**—અહિંના જંગલોમાં હાથી ઘણા છે ને ત્યાંની ભેંસો ઘણું દૂધ આપવાને માટે વખણાય છે.

---

## ૧૩. સ્વતંત્ર પાહાડી રાજ્યો.

**સ્વરૂપ**-હિમાલયના દક્ષિણ ઢાળપરછે, **સીમા**—ઉત્તરે માલય.દક્ષિણે—આસામ,બંગાળા,વાયવ્યપ્રાંત, ને અયોધ્યા .ત્રફળ—નેપાળનું ૫૪ હજાર ને ભૂતાનનું ૧૯ હજાર ચોરસ લછે. **પર્વત**—હિમાલય ને કેટલાક ડુંગરો છે તેને લીધે ળ દક્ષિણનો છે. **ભાગ**-૧ નેપાલ, ૨ ભૂતાન, ૩ બીજાં ાના રાજ્યો. નેપાલના મૂલકને કુશી, ગોગરા વગેરે નદીઓ રસાળ કરે છે. ભૂતાનને તથા બીજાં રાજ્યોને બ્રહ્મપૂત્રા ને તેની શાખાઓ રસાળ કરે છે.

**હવા પાણી**—આ રાજ્યો સમુદ્રની સપાટીથી ઘણાં ઉંચાં ને હવા ઘણીજ ઠંડી છે. ખોયોમાં શીઆળામાં બરફ પડે છે ને છછરાં પાણી ઠરી જાયછે. પણ ઉંડી નદીઓનું પાણી રતું નથી. ડુંગરોપર સદા બરફ રહે છે. તહેરી નામે ાંતની ને ઝાડીના પ્રદેશની હવા રોગીષ્ટ છે, બાકીના ઠેકાણાની હવા સારી છે, વરસાદ અગ્નિકોણમાંથી આવે છે.

**લોક, ધર્મ ને ભાષા**—આ રાજ્યોમાં ઘણી જાતના લોકો રહે છે તેમાં નેપાળમાં ગુર્ખા ને ભૂતાનમાં ભૂતીઆ મુખ્ય છે. ગુર્ખા લોકો ઉદ્યોગી, શૂરા, શરીરે મજબુત, ને ઢ મનના છે. ભૂતીઆ-મહેનતુ, ખેતીના કામ તરફ ઘણું લક્ષ આપનારા ને શરીરે જબરા છે. આ રાજ્યોના બધા લોકો બૌદ્ધધર્મી છે. હિંદી ને ટિબેટને મળતી ભાષા બોલેછે.

**પેદાશ**—અનાજ ( ડાંગર, ઘઉં ને કઠોળ મુખ્ય ) જંગલની

પેદાશ, ધાતુ ને કોયલાની ખાણો છે. પોતાને માટે હથીઆરે (બંદુકો, તોપો,) વાસણ ને બીજો સામાન બનાવે છે.

### વેપાર.

**નિકાશ**–જંગલની પેદાશ, કોયલા, ધાતુઓ, પશુ ને ચામડાં. **આયાત**–કાપડ ફર્નીચર, ને દારૂ.

**રાજનીતિ**–આ રાજ્યોના રાજાઓ સ્વતંત્ર છે, પણ અંગ્રેજની સાથે દોસ્તી રાખે છે.

### શહેરો.

**ખટમંડુ**–એ નેપાલની રાજધાનીનું શહેર છે.

**ટચાસીટચુડન**—એ ભૂતાનની રાજધાનીનું શહેર ।

---

## ૧૯ પોર્ટુગીઝ ને ફ્રેંચનાં સંસ્થાન.

આ સંસ્થાનો છૂટાં છૂટાં છે તેથી તેની હકીકત વિસ્તવાર અપાય તેમ નથી. પણ જે જે ભાગમાં આવેલાં છે તે તે પ્રમાણે ત્યાંનાં હવા પાણી વગેરે છે.

**પોર્તુગીઝનાં**–ગોવા–એ મુખ્ય શહેર એમાં તેમનો ગવર્નર રહે છે. એ સિવાય ૨ દીવને ૩ દમણ.

આનું ક્ષેત્રફળ ૧૦૮૬ ચોરસ મૈલ ને વસ્તી આશરે સાડા ચાર લાખ માણુસની છે.

**ફ્રેન્ચનાં**—૧ પાંડેચરી—એ રાજધાનીનું શહેર છે તેમાં એમનો ગવર્નર રહે છે. ૨ ચંદ્રનગર, ૩ યાનાન, ૪ કારીકલ, ૫ માહી–મલબાર કાંઠે.

આનું ક્ષેત્રફળ લગભગ ૨૦૦ ચો. મૈલ ને વસ્તી આશરે બે લાખ ને ૮૫ હજારની છે.

---